## પ્રિય બાળકો,

આ પુસ્તકના લેખક કાયૂમ તાંગ્રીકુલિયેવ વિખ્યાત સોવિયેત કવિ અને ગદ્ય રચનાકાર છે. જો તમે અને હું તેમને મળવાનો નિર્ણય કરીએ તો સૌથી પહેલાં આપણે રેલગાડીમાં કે હજી તેનાથી પણ વધારે સારું વિમાનમાં ચઢવું પડે અને સોવિયેત સંઘની દૂર દક્ષિણ સુધી સૂર્યપ્રકાશથી ચળકતાં ગરમ તુર્કમેનિયા તરફ ઊડવું પડે.

આ રાજ્ય મંત્રમુગ્ધ કરી દે એવું છે. શહેરનાં રસ્તાઓ ઉપર રંગબેરંગી મોટર ગાડીઓ અને ખટારાઓની સાથે સાથે તમે મહામહેનતે ચાલતાં અક્કડ ઊંટ કે મોટી ઉદાસ આંખોવાળા ગધેડા જોઈ શકો છો. ખેતરોમાં તમને કપાસ ઊગેલું મળશે. જેનાથી સુંદર કાપડ વણવામાં આવે છે અને પછી તેનો જુવાનો અને ઘરડાઓ માટે કપડાં બનાવવામાં ઉપયોગ કરવામાં આવે છે. અને વાડીઓ કલ્પી શકાય તેવા સ્વાદિષ્ટ રસભર્યાં દરેક પ્રકારનાં ફળોથી ભરેલી છે: લાલ લાલ સફરજન, તપખીરિયા નાસપતી, પાકેલાં દાણાંથી ભરપૂર દાડમ, રસદાર દ્રાક્ષોથી લદાયેલાં વેલાંઓ, જરદાળુ અને બદામ પણ. ખેતરોમાં બધાં જ આકારનાં અને કદનાં અસંખ્ય ટેટી તરબૂચ પાકે છે. આ બધાં જ સ્વાદિષ્ટ અને આરોગ્યવર્ધક ફળોની ખેતી તુર્કમેન લોકો દ્વારા કરવામાં આવે છે. વધારે પડતો શ્રમ તેમને રોપવામાં, પાણી પાવામાં અને સંભાળ લેવામાં જ જાય છે. અને કાપણીના સમયે પણ કંઈ નાનો અમથો પ્રયત્ન નથી કરવો પડતો.

કાયૂમ તાંગ્રીકુલિયેવ આ બધાં વિષે લખે છે. તેઓ તુર્કમેનનાં કારાકુમ રણની નજીકના ગામમાં જન્મ્યાં અને મોટાં થયાં હતાં. નાનપણથી જ તેઓ તેમના માતાપિતાને ખેતરોમાં અને વાડીઓમાં કામ કરવામાં મદદ કરતાં હતાં. અને તેમણે પોતાની આંખે જોયું હતું કે કેવી રીતે નવી નદી—કારાકુમ નહેર નકામી વેરાન જગ્યામાંથી સીધી જતી હતી. અને રણની શુષ્ક રેતી લીલાંછમ ખેતરો અને ફૂલોવાળી વાડીઓમાં બદલાઈ હતી. યુવાન કાયૂમ આ વાર્તા બીજાં છોકરાઓ અને છોકરીઓને કહેવાની ઈચ્છાથી સભર હતાં.

પચીસ વર્ષોથી હવે જુદાં જુદાં સોવિયેત રાજ્યો અને દુનિયાનાં ઘણાં દેશોનાં બાળકો કાયૂમ તાંગ્રીકુલિયેવનાં હળવા પદ્યો અને મંત્રમુગ્ધ કરનારી ટૂંકી વાર્તાઓની મજા લઈ રહ્યાં છે. જેના માટે તેમને હેન્સ ક્રીશ્ચિયન એન્ડરસન આંતરરાષ્ટ્રીય પારિતોષિક પ્રદાન કરવામાં આવ્યું છે. આ વાર્તાઓ વાંચ્યા પછી લગભગ જાણે એમ જ લાગે છે કે નાનો વાચક પોતે લેખકની માતૃભૂમિમાં છે. તમારો ઘણો ઘણો આભાર, કાયૂમ તાંગ્રીકુલિયેવ!

યા. અકીમ

К. Тангрыкулиев
ЗОЛОТАЯ ЧАША
*на языке гуджарати*

**K.Tangrykuliew**
THE GOLDEN GOBLET
*in Gujarati*

## અનુક્રમણિકા






સોવિયેત સંઘમાં મુદ્રિત

$T\frac{4803010000-143}{031(01)-89}$ 164-89

ISBN 5-05-002091-3



# કિઝિલ-અયાક

પૃથ્વી ઉપર કિઝિલ-અયાક જેટલું સુંદર બીજું કોઈ ગામ નથી. હું તે ગામમાં જન્મ્યો હતો. અમુ-દાર્યા નદીનું કદી અંત ન આવે તેવું ગીત તેનો સ્વર છે. તેના મીઠાં, સ્વચ્છ પાણીના સ્વાદનો એક વખત અનુભવ કરી લીધો હોય તો તે કદી ન ભૂલી શકાય તેવો છે.

આ દિવસ સુધી વહેલી સવારે હજી પણ તમે ગામની ફરતેની જમીન ઉપર જંગલી સસલાં, શેળા, શિયાળો અને ગિદ્ડોનાં નિશાનોની છાપો જોઈ શકો છો.

જ્યારે હું નાનો છોકરો હતો ત્યારે એ કદી નહોતો સમજી શક્યો હતો કે મોટેરાંઓ કિઝિલ-અયાકનો શો અર્થ કરતાં. કદાચ મારાં સગાં વહાલાંઓને દોષ અપાતો હતો: જ્યારે પણ તેઓ મળવા આવતાં, ત્યારે તેઓ હંમેશાં મને ચીડવવા આમ કહેતાં:

"સરસ હવે, આપણે પેલાં તારાં પગોને જોઈશું! જો તું સાચો કિઝિલ-અયાક છોકરો છે તો તારા પગ ચોક્કસ સોનેરી હોવાં જોઈએ!"

તુર્કમેન ભાષામાં "કિઝિલ" શબ્દનો અર્થ છે "લાલ", પણ "સોનેરી" અર્થ દર્શાવવામાં તેનો ઉપયોગ કરી શકાય છે. "અયાક"નો અર્થ છે "પગ", પણ પડોશનાં લોકોની ભાષામાં તેનો અર્થ "થાળી", "વાટકો" કે "પ્યાલો" કરવામાં આવે છે. શાહ જેમશીદ પરીકથા જાદુઈ સોનેરી થાળી—"કિઝિલ-અયાક" ધરાવે છે. જ્યારે તે થાળીમાં જોતો ત્યારે પૃથ્વી ઉપર જે પણ બની રહ્યું હતું તે બધું જ તે જોઈ શકતો હતો.

સંભવ છે કે ગામને પોતાનાં ભૂતપૂર્વ રહેવાસીઓની સંપત્તિ પરથી આ નામ મળ્યું હતું. એમ કહેવાય છે કે એક વખત ઘેટાંનાં ધણોએ તોફાની આકાશમાં વાદળોની જેમ આ રેતીને ઢાંકી દીધી હતી. સાચું છે, પેલાં બધાં ધણો માત્ર થોડાંક શ્રીમંત જમીનદારોનાં હતાં. અને

જ્યારે લોકોએ સત્તા પોતાનાં હાથમાં લીધી ત્યારે હાંકી કઢાયેલાં જમીનદારો પોતાનાં ધણોને સાથે જ લઈને અફઘાનિસ્તાનમાં સીમા પાર કરી ગયાં.

મારા પિતા ૬૦ પહેલ કરનાર ખેડૂતોમાંના એક હતાં જેમણે જમીનને ફળદ્રૂપ કરી પણ ખાલી કિઝિલ-અયાકમાં પડોશી ગામમાંથી આવ્યાં હતાં. તેઓએ ભેગાં મળીને સહકારી ખેતરનું સંગઠન કર્યું. જેનું નામ તેઓએ "ત્યાઝે દુન્યા" કે "નવી દુનિયા" આપ્યું.

તે સમયને ઘણાં વર્ષો વીતી ગયાં. આજે મારું ગામ સાચા અર્થમાં સોનેરી પરઘીદાર પ્યાલો છે—પેલાં કે જેમણે પોતાની ભૂમિનો ત્યાગ કર્યો અને દગો આપ્યો તેમની કઠોર અને દુષ્ટ અદેખાઈ હોવાં છતાં પણ.

# સૌથી પહેલી મોટર ગાડી

અમારું ઘર ગામથી થોડું દૂર હતું. અમે જ્યાં રહેતાં હતાં ત્યાં કોઈ સડકો પણ નહોતી. અમારાં ઘરની એકદમ પાછળથી જ લીલાં ગીચ ઝાડી-ઝાંખરાની જાળોની જાળો ફેલાવવાની શરૂ થતી હતી. અમારી સૌથી નજીક અમારા પડોશી અન્નાલી-આગાનું ઘર હતું, પણ મારાં મિત્ર યાઝલી સાથે વાત કરવા માટે મારે ઝાડ ઉપર કે છાપરા ઉપર ચડવું પડતું હતું. એ સવારે યાઝલી છાપરા ઉપર સૌથી પહેલો આવી ગયો હતો.

"કા-યૂ-ઊ-ઊમ!" તેણે એકદમ મોટા અવાજે બૂમ પાડી.

હું દૂધનો પ્યાલો નીચે મૂકીને આંગણામાં દોડી ગયો.

"શું ...!" મેં વળતી બૂમ પાડતી.

"અહીં આવ!" યાઝલીએ બૂમ પાડી. "પપ્પા પાસે લોખંડની બળદ ગાડી છે!"

હું મારા મિત્રના ઘરની તરફ દોડયો. આંગણામાં આરાવાળાં ગંજાવર પૈડાં ઉપર લોખંડની વિચિત્ર વસ્તુ હતી.

"તે આગ ખાય છે!" યાઝલીએ કાનમાં કહ્યું, અને પળવારમાં તે બેઠક ઉપર હતો. "ઉપર ચઢી જા! ચિંતા ન કર, જો તમે તેને આગ નહિ આપો તો તે ક્યાંય નથી જવાની."

જ્યારે અન્નાલી-આગા ઘરમાંથી બહાર આવ્યાં ત્યારે હું હજી પણ ભયભીત થયેલો ત્યાંનો ત્યાં જ ઊભો હતો. "યાઝલીની પાસે બેસી જા, દીકરા."

મારી પાસે સખત બેઠક ઉપર ચઢી જવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. અન્નાલી-આગા એ એંજિન ચાલુ કર્યું અને થથરાટ સાથે ટ્રેક્ટર હાલ્યું. મેં એકદમ યાઝલીને પકડી લીધો, અને બુલંદ ગડગડાટ સાથે અમે નીકળી પડયાં. અમે ખેતરે પહોંચ્યા ત્યાં સુધીમાં હું લોખંડની ગાડીની વાસ અને તેના ગડગડાટ અને ખણખણાટથી ટેવાઈ ગયો હતો. વળી મેં

એ પણ ધ્યાનમાં લીધું કે કોદાળીના ચપટા ભાગ જેવાં દાંતાવાળી લોખંડની એક બીજી વસ્તુ અમારી પાછળ સાથે સાથે ઘસડાતી હતી. અન્નાલી-આગાએ મને તાકતો જોયો.

"તું જાણે છે તે શું છે?" તેમણે પૂછયું.

"હા!" હું એકદમ બોલ્યો. "તે લોખંડની ગાડીનું વછેરું છે!"

અન્નાલી-આગા ખૂબ હસ્યાં:

"તે હળ છે, છોકરાઓ, હળ! હવે તમે બંને ઘેર જતાં રહો — મારે કામ કરવાનું છે."

તે લોખંડના યંત્ર સાથેનો મારો સૌથી પહેલો પરિચય હતો.

* * *

યાઝલી મારાં કરતાં થોડો મોટો હતો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં હું પણ તેની પાછળ પાછળ જતો. અને હંમેશાં તેની દોરવણીને સંપૂર્ણ વિશ્વાસથી અનુસરતો.

"મને મળી ગયું!" જેઠીમધની ઝાડી નીચેની જમીન ઉપરથી ઝાલર જેવી ટોચીવાળા મશરૂમને ખેંચી કાઢતાં યાઝલી બરાડી ઊઠયો. "ચાલ, આપણે આપણાં ઘૂંટણો ઉપર થોડુંક ઘસીએ."

"શા માટે?"

"કેમ કે આપણે વધારે ઝડપથી દોડી શકીએ. પછી 'રાક્ષસનાં પૈડાં' આપણને પકડી પાડી નહિ શકે."

મેં બારીકાઈથી ચારેબાજુ જોયું.

"તે ક્યાં છે?"

"મારા કાકા પાસે! તેઓ તેની ઉપર બેસે છે, પોતાનાં પગ ગોળ ગોળ ફેરવે છે અને જાણે ઘોડાની પીઠ ઉપર સવારી કરતાં હોય તેમ વધારે ઝડપથી જાય છે. ફરી તેઓ આવવાનાં છે, ત્યારે હું તને બતાવીશ."

અમે ઝાલર જેવી ટોળીવાળા મશરૂમ અમારાં ઘૂંટણો ઉપર ઘસ્યાં અને પછી કેટલીક નાની ડાળીઓ તોડી અમારી બધી જ શક્તિ વાપરી, અમારી પાછળ ધૂળનાં ગોટાં છોડતાં દોડવાં લાગ્યાં.

અચાનક અમે ઊભા ચઢાવવાળી જગ્યા પાસે આવ્યાં. અમારા રસ્તાની એકદમ બીજી બાજુ સાપનો લિસોટો જતો હતો — નમૂનેદાર ચામડીવાળો કદાવર સાપ. અમે તેના લિસોટાને અનુસરવાનું શરૂ કર્યું. પણ એમ લાગતું હતું કે તેનો તો કોઈ અંત જ નહોતો. અમે અમારાં ડગલાં ધીમાં કર્યાં અને ચારેબાજુ જોયું. પણ લિસોટો સ્પષ્ટપણે યાઝલીના કાકાના ઘરની તરફ વળતો હતો.

ઘરની બાજુમાં ઊભું હતું "રાક્ષસનું પૈડું"! — બાઈસિકલ.

આ મારાં અંગત અનુભવનો હિસ્સો હતો, પણ લગભગ મારી ઉંમરનાં બધાં જ, કે એક વખત જેમણે બાઈસિકલના લિસોટાઓને પેલાં સાપના લિસોટા તરીકે લીધાં હતાં, તેઓ મોટર ગાડી, વીજળી અને ગેસથી ટેવાઈ ગયાં. અને અમે હજી પણ અમારાં અસલમાં છીએ! જ્યારે તમે થોભો અને વિચારો કે છેલ્લાં પચાસ વર્ષોમાં લોકોએ કેટલાં કામ કર્યાં છે તો તે તમારાં ભેજાંને ચકરાવામાં નાંખી દે છે. માણસ દ્વારા લખાયેલાં ચમત્કારો એ પેલી સર્વશ્રેષ્ઠ કાલ્પનિક પરીકથાઓથી ઘણી ચડિયાતી છે!

## સંસ્મરણો

જ્યારે હું બાળપણની કલ્પનાઓ માટે મારાં સંસ્મરણોમાં પાછળ તપાસ કરું છું ત્યારે હું જોઉં છું પોપલાર, જૂના કિલ્લાની ઈંટોની ચણેલી ખંડિયેર દીવાલો અને દાદીમા તોતી—જેઓ અમે નાનેરાંઓની સંભાળ લેવા અને અમને કબજામાં રાખવા વાર્તાઓ કહેતાં હતાં. હું એ પણ યાદ કરી શકું છું કે કેવી રીતે ગરીબ ખેડૂત લોકોએ બધાં જ ઘેટાં આપ્યાં હતાં અને કેવી રીતે નવા માલિકોએ તરત જ તેમની પીઠો ઉપર વિશિષ્ટ નિશાનો ચિતરી કાઢ્યાં હતાં. આમ તેમનાં અમૂલ્ય પ્રાણીઓને પેલાં તેમનાં પડોશીઓના પ્રાણીઓ સાથે ન ભેળવી દેવાય તે માટે તેઓએ તેમની ઉપર મિટાવી ન શકાય તેવી શાહી વડે નિશાન કર્યાં હતાં. પેલાં ચિતરેલાં ઘેટાં કદાચ મારાં બાળપણની સૌથી વધુ જીવંત સ્મૃતિઓ છે.

જ્યારે યાઝલીએ મારી ઉપર યુક્તિ અજમાવી હતી તે પણ મને યાદ છે. "વાત સાંભળવા ઇચ્છો છો?" તેણે પૂછ્યું અને શરૂ કર્યું: "એક વખત એક આદરણીય ડોસો રહેતો હતો. તેને બે દીકરાં હતાં. એકને 'ઐત'—'બોલવું' અને બીજાંને 'ઐતમા'—'ન બોલવું'ના નામે કહેવાતાં હતાં. ઐત પોતાના પિતાના આદેશોને ખોડખામી વિના પૂરાં કરતો હતો. 'ઐત, મને હથોડો આપ!' તેના પિતા કહેતાં. અને ઐત તે લાવતો. 'ઐત, ગીત ગા!' અને ઐત ગીત ગાતો. ઐત હોશિયાર છોકરો હતો. પણ બીજો... શું નામ છે તેનું ફરીથી કહો તો?" યાઝલીએ પોતાનું માથું હાથમાં પકડી લીધું.

"ઐતમા!" મેં તરત જ મદદ કરી.

"સારું તો પછી, હું બીજો કોઈ શબ્દ નથી બોલવાનો!"

મને છેતરવામાં આવ્યો હતો અને હવે વધારે કોઈ વાર્તા નહિ થાય તે અનુભવતાં હું રડી પડયો. જ્યારે હું તેના વિષે વિચારું છું ત્યારે એ દિવસથી હું કડવા ગુસ્સાની છોળો સમજ્યો.

અને પછી એક સમય હતો જ્યારે હું સાચા ભયના મારા સૌથી પહેલાં અનુભવને સમજ્યો. વસંત ઋતુની શરૂઆતનો ગરમ દિવસ હતો. વૃક્ષો પર પાંદડાં ફૂટી રહ્યાં હતાં, નાનાં ડુંગરો ઉપર ફૂલો ફૂટી નીકળ્યાં હતાં, સંગ્રહિત કચરા અને ઠૂંઠાના શાકના ઢગલાંઓને

સાફ કરવા માટે લોકોએ કરેલી હોળીનાં ધુમાડાની વાસને શુદ્ધ કરતી ધીમી હવા ચોતરફ ફેલાઈ રહી હતી. જ્યારે વાતાવરણમાં વસંત ઋતુની પહેલી નિશાની—ફૂટતાં પાંદડાંઓની સોડમ, વરસાદની ભીનાશવાળી ધરતી અને ધૂણીનો અણસારો આવે છે ત્યારે હજી પણ ભૂતકાળના એ જમાનાની ઝંખના મારા મનમાં આવી જાય છે.

અમને બળતણનાં લાકડા માટે સૂકી ડાળીઓ એકઠી કરવા મોકલવામાં આવ્યાં હતાં. સાંજ પડી ગઈ હતી. અમે ત્રણ જણા હતા: યાઝલી, દ્દઝુમા અને હું. દ્દઝુમા બીજા પડોશીનો છોકરો હતો જે યાઝલી કરતાં પણ માટો હતો. અને કેટલીક વખત ગધેડા સાથે બળતણનાં લાકડા લઈ આવવામાં મદદ કરવાનું તેને સોંપવામાં આવતું હતું.

અમે નહેર બંધારા બાંધકામની નહેરના જૂના માર્ગ તરફ ગયાં. થોડાં જ સમયમાં અમે દરેકે લાકડાનો ભારો એકઠો કરી લીધો હતો અને ઘર તરફ જવા નીકળવાનાં જ હતાં કે ત્યાં જ દ્દઝુમાએ દૂર દૂર એક જૂના એકલવાયા જરદાળુના વૃક્ષ તરફ ધ્યાન ખેંચ્યું. કેટલાંક મોટાં પક્ષીઓ વૃક્ષની ઉપર ઘેરાઈ રહ્યાં હતાં.

"ચાલો આપણે દોડીને માળામાં જોઈએ!" દ્દઝુમા એકદમ બોલી ઊઠયો.

અમે અમારાં ભારા અને કુહાડીઓ ઉપાડી અને એકલવાયા વૃક્ષની તરફ દોડતાં નીકળી પડયાં.

"ચાલો, આપણે જોઈએ કે ત્યાં સુધી પહેલું કોણ પહોંચી શકે છે!" નવી હરીફાઈની દરખાસ્ત મૂકતા દ્દઝુમા મોટેથી બોલ્યો.

જુસ્સામાં આવી મેં અને યાઝલીએ સૂકી ડાળીઓમાંથી મુશ્કેલીથી ચડવાનું શરૂ કર્યું, તે પણ ન ધ્યાન આવ્યું કે દ્દઝુમા તો હાલ્યો પણ નહોતો. યાઝલીએ મને બીજી વાર એમ હરાવ્યો. અમે માળામાં ડોકિયું કરીને જોયું તો ત્રણ ઈંડાં હતાં. તેઓ ટપકાંવાળાં અને છેડેથી પાતાળાં હતાં તથા લગભગ મરઘીનાં ઈંડાંના માપનાં હતાં. મેં એક ઈંડું લેવા માટે હાથ લંબાવ્યો અને અચાનક અનુભવ્યું કે કંઈક તીક્ષ્ણ અને સખત વસ્તુ મારા ટોપા સાથે અથડાઈ. યાઝલી ઘાસના સાપની જેમ ઝાડની ડાળીઓ ઉપરથી લપસતો લથડિયા ખાતો નીચે ઊતરી ગયો. "કાયૂમ! નીચે આવ! તે ફરીથી તને મારશે!" તેણે બૂમ પાડી.

હું ભાંખોડિયાભેર નીચે ઊતરી ગયો, આ ક્રિયામાં મારાં હાથ અને ઘૂંટણો છોલાઈ ગયાં. જ્યારે હું જમીન ઉપર પહોંચ્યો ત્યારે મારાં પગ થથરતાં હતાં.

દ્દઝુમા હાસ્ય સાથે ગર્જ્યો.

"સરસ, તને કેવું લાગ્યું ગીધ?"

અમે વૃક્ષથી દૂર દોડી ગયાં અને આરામ કરવાં બેઠાં. તેજસ્વી અને લાલચોળ સૂરજ ક્ષિતિજમાં ડૂબી રહ્યો હતો. અમે અમારી કુહાડીઓ વડે જૂનાં ઠૂંઠાઓનાં ટૂકડાં કરવાનું શરૂ કર્યું. પણ ઝાંખો પ્રકાશ વધારે ગહેરો થતો જતો હતો અને થોડી જ વારમાં ઉપર આકાશમાં તારા ટમટમી રહ્યાં હતાં. અમે ઘેર જવા ઉતાવળે નીકળી પડયાં. દ્દઝુમા આગળ ચાલતો હતો

અને હું સાથે સાથે છેલ્લો ધીમે ધીમે ચાલતો હતો. અચાનક જોરદાર પવન ફૂંકાયો. અમારાં ભારા કાંટાળાં અને ભારે હતાં. હવાના દરેક ઝપાટે અમે લથડિયાં ખાતાં ચાલતાં હતાં.

જ્યારે અમે પહોળાં, ધૂળથી ઢંકાયેલ ગોચરની પગદંડી ઉપર બહાર આવ્યા. ત્યારે હું પાછળ નજર નાંખતા જ થીજી ગયો: ત્રણ વરુઓ પૂરી દુડકી ચાલે અમારી પાછળ જ આવી રહ્યાં હતાં.

"વરુઓ!" હું તોતડાતો બોલ્યો. પણ દોડ લગાવી ભાગવાને બદલે હું ત્યાં જ ધૂળમાં બેસી પડયો. મારાં મિત્રોએ દોડવાનું શરૂ કર્યું, પણ હું તેમની સાથે નહોતો તે જોતાં તેઓ રોકાઈ ગયાં અને હું જ્યાં બેઠો હતો ત્યાં ધસી આવ્યાં.

"ઊભો થા!" દ્ઝુમાએ બૂમ પાડી. "તેં વરુઓને ક્યાં જોયાં?"

મેં આંખો ખોલી અને અંધારા હાલતી આકૃતિઓ તરફ આંગળી ચીંધી. દ્ઝુમા હિંમતભેર દોડયો અને એક "વરુ"ને લાત મારી — તે ગયા વર્ષના તૂટેલા છોડનો દડો હતો.

અમે ઉલ્લાસ અને આનંદમાં પાછાં ફર્યાં, પણ તે રાત્રે હું મહામુશ્કેલીથી ઊંઘી શક્યો હતો. સૌથી પહેલી વાત, મેં ડરપોકની જેમ વર્તાવ કર્યો, અને બીજી વાત એ કે હું દ્ઝુમા કેવા પ્રકારનો માણસ હતો તે સમજવાનો પ્રયત્ન કરતો રહ્યો. તેણે અમને ગીધના માળામાં ચઢી જવા આગળ કર્યાં. પેલું ગીધ અમારી આંખો બહાર કાઢી નાંખી શક્યું હોત. પણ પછી જ્યારે મેં મારી જાતને વરુઓના હાથમાં છોડી દીધું હતું. ત્યારે તેણે મને છોડયો નહોતો. ઉપરથી મને મારાં ઘરનાં બારણાં સુધી વળાવી પણ ગયો હતો. અને આમ તે રાત્રે હું કોઈપણ જાતના નિર્ણયાત્મક નિષ્કર્ષ ઉપર નહોતો આવ્યો.

# ચાર આંખોવાળો કૂતરો

જ્યારે મારા પિતા બજારમાંથી પાછા ફર્યાં ત્યારે યાઝલી અને હું આંગણામાં રમી રહ્યાં હતાં. તેમણે સાવધાનીથી ગધેડા ઉપરથી ઘેરાં રંગોવાળાં બે કોથળા ઉપાડયાં. એક કોથળામાં કોળું અને કેટલાંક પોટલાં હતાં, પણ બીજામાં કંઈક મોટી અને જીવતી વસ્તુ હતી. પિતાએ તેને નીચે જમીન ઉપર મૂકી અને આદેશ આપ્યો:

"આડો પડી જા!"

પૂંછડીવાળા અને વાંકા વળેલાં કાનવાળું કાટ ખાધેલા જેવાં નારંગી રંગવાળું પ્રાણી કહ્યાગરાંની જેમ પોતાના પગ ઉપર આડું પડે છે.

"દીકરા, હું તારા માટે શિકારી કૂતરો લાવ્યો છું," મારા પિતાએ કહ્યું. "તેનું નામ ઝેક છે. તે હોશિયાર કૂતરો છે અને તે તમે તેને જે કહો તે સમજે છે."

પિતાએ કૂતરાને સૂંઘવા માટે દોરડું આગળ ધર્યું અને પછી ઘણે દૂર ઝાડીઓમાં ફેંક્યું.

"જા, તે લઈ આવ, ઝેક!" શિકારી કૂતરાએ આદેશનું પાલન કરવા છલાંગ લગાવી અને પોતાના મોંમાં દોરડાં સાથે પળવારમાં પાછો આવી ગયો.

આ પ્રદર્શન જોયા પછી યાઝલી ઘેર દોડી ગયો અને થોડી મિનિટો બાદ પોતાના પિતા અન્નાલી-આગા અને કાકા દ્જેકુલ સાથે પાછો ફર્યો. થોડીક વારમાં ચમત્કારિક કૂતરાને જોવા માટે આખું ટોળું ભેગું મળી ગયું.



અન્નાલી-આગાએ તરત જ મારા પિતાને સલાહ આપવાની શરૂ કરી.

"તાંગ્રીકુલી-આગા, પેલા કૂતરાની પૂંછડી અને કાનોને કાપવા જોઈએ."

"તે સાચું છે," શામળા ચહેરાવાળા ઉંમર લાયક માણસે સહમતીમાં માથું ધુણાવ્યું. "વરુ હંમેશાં કૂતરાની પૂંછડી કે કાનો પર ઝાપટ મારે છે."

પિતાએ બધાંને જે કહેવું હતું તે કહ્યું ત્યાં સુધી રાહ જોઈ અને પછી પોતાની ટોપી ઉતારતાં મૂંડાયેલ માથાને ઘસતાં તેમણે કહ્યું:

"મારાં મિત્રો, ઝેક વરુનો શિકારી કૂતરો નથી, અને વરુઓ સાથે લડવા સાથે તેને કોઈ સંબંધ નથી. તેનું કામ છે મારેલા શિકાર તેતર, બટેર, સસલાંને શોધી લાવવો—તેનો

મજબૂત મુદ્દો તેની તાકાત નથી પણ તેની ઘ્રાણેન્દ્રિય છે. તે તેતર પક્ષીને એક માઈલ દૂરથી સૂંઘીને ઓળખી શકે છે. પછી તમને ચીંધતો તેની જગ્યા સુધી દોરી જાય છે."

મારો મિત્ર દૃઝુમા આગળ આવ્યો:

"માનનીય તાંગ્રીકુલી-આગા, શું તે સાચું છે કે આ કૂતરો માણસની ભાષા સમજી શકે છે?"

"જુવાન," સ્મિત સાથે મારાં પિતાએ કહ્યું, "સારો શિકારી કૂતરો તેના માલિકના ચહેરામાં જોઈને કહી શકે છે તે શું વિચારી રહ્યો છે. ઝેક હજી નાનો છે, પણ તેને કેળવવામાં આવી ચૂક્યો છે. જો હું મારી બંદૂક નીચે જમીન ઉપર મૂકું અને તેને તેની રખવાળી કરવાનો આદેશ આપું તો તે જગ્યાએથી જરા પણ હાલશે નહિ."

પણ દૃઝુમાને હજી પણ સંતોષ નહોતો થયો:

"તમારો કહેવાનો અર્થ છે તેને આંખોની બે જોડ છે?"

"ઝેકની આંખોની ઉપર તું પેલાં ઘેરાં ધબ્બા જુએ છે? તે કૃત્રિમ આંખો છે. જેનો તે જંગલી પ્રાણીઓના વશીકરણ માટે ઉપયોગ કરે છે."

બીજું આખું અઠવાડિયું લોકો આ ચમત્કારિક "ચાર આંખોવાળા" કૂતરાને જોવા અમારા ઘેર આવ્યાં.

# ચલચિત્રો

હું ૧૯૩૦માં જન્મ્યો હતો. ત્યાર પછી ખાંડ મોટા ટુકડાઓમાં આવી, પણ તે પણ જવલ્લે જ મળતી. ચા માટે અમને દરેકને મા જરદાળુના બીજના માપનો ટૂકડો આપતી અને હંમેશાં કહેતી: "છેલ્લાં દરેક ટૂકડા સુધી ખાઓ અને ધ્યાન રાખજો તમે તેને પાડી ન નાંખો! ભલાઈના પક્ષીએ આપણા માટે છોડયું છે."

ચા પૂરી કર્યાં પછી અમે ઘરની સામે પીઠ કરીને બહાર તડકામાં બેસી જતાં અને ભલાઈના પક્ષીની આવવાની રાહ જોતાં. માત્ર કેટલીક વખત જ માએ તે જોયું હતું પણ એક વખત પણ અમે તેની ઝલક જોઈ નહોતી.

અમે કદી સોનેરી કે રૂપેરી પાતળાં પતરાંમાં લપેટાયેલી ચોકલેટ જેવી વસ્તુઓ વિષે કદી સાંભળ્યું નહોતું. કદાચ તેથી જ જ્યારે અમારાં બાળકો અડધી ખાધેલી ચોકલેટો ઘરની ફરતે પડેલી છોડે છે ત્યારે અમને તે એટલું સમજી ન શકાય તેવું લાગે છે.

ચલચિત્રો... આજકાલ એકદમ નાનાં નાનાં બાળકો પણ રસપ્રદ કાર્યક્રમ જોવા માટેની શોધમાં દૂરદર્શનના ચેનનાં દર્શકને ફેરવી શકે છે. જ્યારે મેં સૌથી પહેલું ચલચિત્ર ફિલ્મહોલમાં જોયું ત્યારે હું હજી શાળાનો વિદ્યાર્થી હતો.

હું અમારી બળદ ગાડીને યાદ કરી શકું છું. તે પિતા, માતા, અન્નાલી-આગા અને તેમની પત્નીને ક્ષેત્રીય ચૂંટણીઓમાં મત આપવા લઈ જવા માટે તૈયાર છે.

"મને તમારી સાથે લઈ જાઓ!" મેં વિનંતી કરી. "જો તમે મને સાથે નહિ લઈ જાઓ તો હું તમારી પાછળ પાછળ આવીશ!"

પિતા તે દિવસે સારા મિજાજમાં હતાં.

"ભલે", તેમણે કહ્યું. "તારી ટોપી, જૂતાં અને નવો કોટ પહેરી લે."

અમે ગામની પંચાયત સામે રોકાયાં. મકાનની એકદમ બહાર લોકો મોટી તાંબાની કીટલીમાં સુપ અને પુલાવ રાંધી રહ્યાં હતાં. બીજાં બાળકો આમતેમ નાસભાગ કરી રહ્યાં હતાં અને બિસ્કીટ ચાવી રહ્યાં હતાં, પણ હું એકદમ મારાં પિતાની જોડે જ વળગેલો રહ્યો. તેઓએ તેમને કાગળની કેટલીક ચબરખીઓ આપી અને તેમણે તે ચબરખીઓને લાલ ડબ્બામાં નાંખી.

"તો હવે તું જાણે છે કે મતદાન કેવી રીતે કરવામાં આવે છે," મારાં પિતાએ ખુશમિજાજમાં કહ્યું.

હું કંઈપણ સમજ્યો નહોતો, પણ મને પૂછવામાં બહુ શરમ આવતી હતી. પિતાએ મારો હાથ પકડ્યો અને અંધારિયા ઓરડામાં લઈ ગયાં. સફેદ દીવાલ ઉપર લોકો આમતેમ હાલતાં-ચાલતાં હતાં. તેઓ પોતાનાં મોં ખોલી રહ્યાં હતાં અને તેમનાં હોઠ હાલી રહ્યાં હતાં, પણ હું એકેય શબ્દ સમજી નહોતો શક્યો.

"પપ્પા, તેઓ આપણને શું કહેવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં?" મેં દીવાલ ઉપરનાં લોકો વિષે મારાં પિતાને પૂછ્યું.

"તે હાલતું ચિત્ર હતું બેટા, મૂંગું ચલચિત્ર. તેઓ કહે છે, તેઓએ હમણાં બોલતાં ચલચિત્રો બનાવી લીધાં છે. જ્યારે તેઓ આપણાં સુધી પહોંચશે ત્યારે આપણે જઈશું અને જોઈશું."

## રાક્ષસનાં પૈડાં

થોડાં જ સમયમાં નવા જમાનાની આશ્ચર્યજનક વસ્તુઓમાંથી એક અમારાં ઘરમાં દેખાઈ. મારો મોટો ભાઈ "રાક્ષસનાં પૈડાં" ખરીદી લાવ્યો. અમે નાનેરાંઓ અને મોટેરાંઓ માટે પણ મોટર ગાડીઓ અસામાન્ય જીવંત પ્રાણી જેવી હતી. લોકો કોઈ પણ કામ કરતાં રોકાઈ જઈ તેમની તરફ તાકતાં. અરે ગામનાં માનપાત્ર મોટેરાંઓ પણ જ્યારે ખટારો કે બીજાં વાહનો પાસેથી પસાર થઈ જતાં ત્યારે આદરયુક્ત ભયથી તાકવા લાગતાં.

પહેલાં તો મારો ભાઈ કોઈને પણ તેની બાઈસિકલની નજીક નહોતો જવા દેતો. અને તેની ઉપર સવારી કરતા થાકતો પણ નહોતો. પાછળથી તેણે અમને સવારી ઉપર લઈ જવાનું શરૂ કર્યું. તેની પાસે પૈસાથી જે ખરીદી શકાતી હતી તેમાંની સૌથી સુંદર બાઈસિકલ હતી. તેની ઉપર વધારામાં હેડલાઈટ પણ હતી.

આજે પણ હું યાદ કરી શકું છું કે કેવી રીતે અમે એકદમ અંધકારમાં પણ દોડતાં જતાં હતાં, બળતાં લાકડાંની વાસ મારતા પવન, હેડલાઇટનાં ધ્રૂજતાં કિરણો સડકનાં નાનાં ટૂકડાંને પ્રકાશિત કરતાં, અને ધૂળના ચળકતાં સફેદ ચશ્માંથી ભરેલા વાતાવરણ અને પ્રકાશની તરફ ખેંચાતાં મચ્છરોનું ઝુંડ.

અને મને ભટકતાં લોક ગાયકના ઊંચા સ્વરનાં મધુર અવાજો યાદ છે.

અમે લોક ગાયકના અવાજની દિશામાં ખાન્દાજા-આગાના ઘરની તરફ આગળ વધ્યાં.



ઘાસતેલના ફાનસના પીળા પ્રકાશમાં ઊંચા થયેલાં લાકડાના મંચ ઉપર એકબીજાંની નજીક બેઠેલાં લોકોની આકૃતિઓ હું કળી શક્યો.

પરંપરાગત પુલાવ કે સુપના વાસણની જગ્યાએ મંચની મધ્યમાં મોટી કાલીન ઉપર લોક ગાયક યંત્ર હતું — તેમ ગામમાં ગ્રામોફોનને કહેવામાં આવતું હતું.

જ્યારે તે રેકોર્ડ બદલતો, ત્યારે ખાન્દાજા-આગા બીજાં ગીતની જાહેરાત કરતાં અને ભવ્યસમારંભનાં માલિકની જેમ ભાગ ભજવતા. પછી હાથાને ફેરવી યંત્રને ચાલુ કર્યા બાદ તેઓ સોયને રેકોર્ડ ઉપર મૂકી દેતાં અને પોતાની હથેળીઓ ઉપર હડપચીઓ ટેકવી તેને વશ થઈ જતાં.

"સાચો ચમત્કાર!" તેમનાં મહેમાનો એકબીજાને કહેતાં. "આ તો એવી કોઈ વસ્તુ છે કે જે પહેલાં કદી પૃથ્વી ઉપર નથી જોઈ. અને તે કેટલું અદ્‌ભુત છે કે અમે તે જોવા માટે જીવીએ છીએ!"

# મારાં પિતા

મારાં પિતા પહોળાં ખભાવાળાં, ગોળ ચહેરાવાળાં તથા લાલાશ પડતી દાઢીવાળાં હતાં. દેખાવમાં તેઓ ધીર-ગંભીર અને વિચારશીલ લાગતાં હતાં, પણ હકીકત એ હતી કે તેઓ પોતાની ચાલાકી અને ચપળતા બીજાઓથી છુપાવતાં હતાં. તેઓ વિસ્તીર્ણ મેદાનો, શિકાર માટે અને કામ માટે સંકોચશીલ હતાં—મારાં પિતા ગોવાળ હતાં.

જ્યારે હું નાનો હતો ત્યારે માત્ર ભાગ્યે જ મારાં પિતાને જોતો હતો. જ્યારે તેઓ ગાયના ધણની સાથે જતાં રહેતાં ત્યારે હજી હું વહેલી સવારનાં પેલાં મીઠાં શમણાં જોતો હોતો અને જ્યારે તે સાંજે પાછા ફરતાં ત્યારે હું ભર ઊંઘમાં હોતો.

જ્યારે મેં સ્કૂલમાં જવાનું શરૂ કર્યું માત્ર ત્યારે જ હું સાચી રીતે મારા પિતાને જાણવા લાગ્યો. જો કે તેઓ પોતે તો વાંચી લખી નહોતાં શકતાં પણ તેમ છતાં તેમણે તેમનાં બધાં જ બાળકોને ભણાવ્યાં. તેઓ માત્ર એક જ કામ કરી શકતા હતાં અને તે લેટીન અક્ષરોમાં પોતાનું નામ તાંગ્રીકુલી લખી શકતાં હતાં. એટલું લખી લીધા પછી તેમની જીભ હંમેશાં વાદળી હતી. તેઓ ભૂંસી ન શકાય તેવી શાહી પેનસિલ વડે લખતાં હતાં. દરેક અક્ષર લખતાં પહેલાં તેઓ હંમેશાં પેનસિલને પોતાની જીભની ટોચ ઉપર ભીની કરતાં.

હું જાણતો હતો કે જ્યારે પિતા પોતાનું ગળું સાફ કરતાં ઘરની ફરતે ચક્કર લગાવતાં હોય કે નીચે બેસી પોતાની ફરની ટોપી ઉતારી મૂંડાયેલાં માથાને ઘસતાં હોય તો તે તેમના સારા મિજાજની નિશાની હતી. હું બહાદુરીથી તેમની પાસે જઈ કોઈપણ વસ્તુની માંગણી કરી શકતો હતો. પણ જો તેમની આંખો ફરેલી હોય અને પોતાનાં હાથ ભેગાં કરી મસળી રહ્યાં હોય તો તેનો અર્થ એ હતો કે તેઓ અસ્વસ્થ હતાં કે ગુસ્સામાં હતાં. તેવાં સમયે તેમની નજરોથી એકદમ દૂર રહેવું જ વધારે સારું હતું.

સાચું કહો તો, આવું કંઈક હું કેટલાંક વર્ષો પછી માત્ર ધીમે ધીમે જાણી શક્યો હતો.

"રાક્ષસનાં પૈડાં", મોટર સાઈકલ, મોટર ગાડી, ખટારા, ભારે ટ્રેક્ટરો, નવા વેગ, નવાં રસ્તાઓ, નવી અપેક્ષિત વસ્તુઓ અમે ઉત્તમ શરતના ઘોડાઓના સપનાં જોવાનું ઓછું કર્યું અને યંત્રો વિષે સપનાં જોવાનું વધાર્યું.

યાઝલી, મારો મોટો ભાઈ અને હું—અમે ત્રણે જણાંએ, ચાર પૈડાંવાળી ગાડી બનાવી. તેને અમુક દિશામાં વાળવા માટે સ્ટીયરીંગ વ્હીલ પણ હતું. અમે અમારી અદ્‌ભુત ગાડીને

ઊંચી ટેકરીના શિખર સુધી ઉપર લઈ જતાં અને નીચે બજાર સુધી નીચે ઉતારતાં. અમે જવા માટે વધારે સારી સારી જગ્યા નહોતાં વિચારી શક્યાં. બજારમાં અમે લોકોનાં ટોળેટોળાં જોયાં, ત્યાં અમારાં માતાપિતા અમારા માટે આનંદદાયક વસ્તુઓ અને નવાં કપડાં ખરીદતાં હતાં.

અમારી ગાડીની અમારાં બધાં જ મિત્રો ઈર્ષ્યા કરતાં હતાં. જેમણે પણ સવારી માટે માંગણી કરી તેમને અમે સવારી આપી. પણ એક વખત ચાર વર્ષનો ચારી ટેકરી ઉપર લથડાતો આવ્યો અને તેણે સવારી માટે માંગણી કરી. મેં ના પાડી: નીચેની સવારી સંપૂર્ણપણે જોખમ મુક્ત નહોતી—ગાડી ઊંધી વળી શકતી હતી અને કોઈનો પણ તૂટેલા હાથ કે પગ સાથે સહેલાઈથી અંત પણ આવી શકતો હતો.

"તું સવારી નહિ કરી શકે," મેં કહ્યું. "તું વધારે મોટો થાય ત્યાં સુધી રાહ જો."

તે સાંજે ચારીના પિતા અમને મળવા આવ્યા.

"કાયૂમ તમારાં દબડાવનારા નાનાં બાળકો," તેમણે મારા પિતાને કહ્યું, "તેમણે ચારીને માર્યો. છોકરો હજી પણ રડે છે."

મેં શું બન્યું હતું તે સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ મારા પિતાએ સાંભળ્યું પણ નહિ. તેમણે મને ત્યાં ને ત્યાં જ ચાબુકે ફટકાર્યો. જેથી કરીને ચારીના પિતાને કોઈ શંકા ન રહે કે ગુનેગાર પક્ષને સારી રીતે સજા કરવામાં નહોતી આવી.

ચારીના પિતા ઠંડા પડયા અને જતાં જતાં મારી તરફ ફરી બોલ્યાં:

"જો હું તારાં આવા ખરાબ વર્તાવ વિષે ફરીથી સાંભળીશ તો હું તને ફટકારીશ!"

હું આઠમા વર્ષમાં ગયો જ હતો. હું કદી ન તો શિયાળથી ડર્યો હતો કે ન તો ગિદ્ડથી ડર્યો હતો, પણ તે દિવસે હું જેમણે જૂઠું કહ્યું હતું તેવા કપટી લોકોથી ડરવાનું શીખ્યો.

અને આશ્ચર્યકારક વસ્તુ તે છે કે આ કડવા પાઠનું અનુસંધાન હતું પણ એટલું જ દુ:ખદાયક હતું.

ઢોરોના વાડાની પછી સપાટ ખાલી જમીન હતી. જ્યાં શાળાનો સમય પૂરો થયા પછી બાળકો 'લાપ્તા'—બેસબોલને મળતી રમત રમતાં હતાં. અમારો દડો ચીંથરાંનો બનેલો હતો અને બહુ સારી રીતે ઊછળતો નહોતો પણ દરેક જણને આ ઝડપી ડગલાંની રમત ગમતી હતી.

મને રમવા માટે ક્યારેક જ પસંદ કરવામાં આવતો કારણ કે હું નાનો હતો અને મોટાં વધારે અનુભવી છોકરાઓ દ્વારા સહેલાઈથી પકડાઈ જતો. એક વખત કોઈક શહેરમાંથી પીળો રબરનો દડો લાવ્યું. જો તમે તેને જમીન ઉપર મારો તો તે પાછો તમારા માથાથી પણ ઊંચો ઊછળતો. તે દિવસે હંમેશની જેમ રમતમાં મને લેવામાં ન આવ્યો. હું બાજુમાં ઊભો હતો. અને અદેખાઈથી મોટાં છોકરાંઓ જે રમતાં હતાં તે જોતો હતો. અચાનક કોઈકે દડાને

જોરથી ફટકો માર્યો અને તે બિલકુલ મારાં પગ પાસે પડયો. મેં તેને પાછા ઊછળતી વખતે પકડી લીધો. તે ઊન જેવો સુંવાળો, ચાર ઘેરા લાલ રંગની પટ્ટીઓવાળો, સ્પ્રિંગ જેવો લખન હતો—મેં અદ્દભુત દડાને મારા હાથમાં પકડી લીધો અને તેની તરફ પૂરતું જોઈ પણ શક્યો નહોતો.

"દડો અહીં ફેંકી દે!" બીજાંઓએ મોટેથી બૂમ પાડી.

"જો તમે મને નહિ રમવા દો હું તે પાછો નથી આપવાનો," મેં વળતી બૂમ પાડી.

"જ્યારે તું મોટો થશે ત્યારે રમી શકીશ," તેઓએ જવાબ આપ્યો. "અમને દડો આપી દે."

મેં જોરથી દડાને વાડીની ઉપરથી ખેતરમાં ફેંકી દીધો.

દડાનો માલિક દોડતો દોડતો આવી પહોંચ્યો અને મને જોરથી તમાચો ચોડી દીધો. અચાનક ચારી સાથેનો પ્રસંગ યાદ આવ્યો અને જેટલી ઝડપથી દોડી શકતો હતો તેટલી ઝડપથી ઘેર દોડી ગયો.

"પાપા!" મેં આંખમાં આંસુ લાવતાં બૂમ પાડી. "એક છોકરાએ મને માર્યો અને તે મારાં કરતાં મોટો છે. ચાલો આપણે જઈને તેને ધમકાવીએ!"

મેં વિચાર્યું કે પિતા પોતાના દીકરાને રડાવનાર ગુનેગારથી બદલો લેવા દોડી જશે, પણ પિતા પોતાની ચા પીતાં શાંતિથી ત્યાં ને ત્યાં જ બેસી રહ્યાં, અને એવો દેખાવ કર્યો કે જાણે તેમણે મને સાંભળ્યો જ નહોતો.

"પાપા!" હું મોટેથી રડયો. "તેઓએ મને માર્યું!"

"જો તું માર ખાવા ન ઇચ્છતો હોય તો તારી ઉંમરનાં છોકરાંઓ સાથે રમ અને મોટાં છોકરાંઓને એકલાં છોડી દે." આટલું કહી તેમણે એકદમ મારી તરફ પીઠ ફેરવી દીધી.

હું પળવાર ત્યાં ઊભો રહ્યો અને પછી જતો રહ્યો.

# ગરદન વિનાનું ઊંટ

મારા પિતા હમણાં જ ધણને ગોચરમાંથી પાછા હાંકી લાવ્યાં હતાં. હંમેશની જેમ, મા તેમના માટે ચાનો પ્યાલો અને 'ચુરેક'—સાદી કેક—લાવી. ઉતાવળે ચા પીધાં પછી તેમણે અમારાં બધાંની તરફ જોયું. તેમનો ચહેરો હંમેશ કરતાં વધારે થાકેલો અને ઊતરેલો હતો.

"દીકરા," તેમણે મારા મોટા ભાઈને કહ્યું, "શિંગડા કપાયેલી ગાય હજુ પાછળ ઝાડી-ઝાંખરામાં જ છે. તે કાદવકીચડવાળી જમીનમાં ખૂંપી ગઈ છે. મેં કલાકો સુધી તેને બહાર ખેંચવાનો પ્રયત્ન કર્યો. તું મારી સાથે આવે અને મદદ કરે એમ હું ઇચ્છું છું."

જેવાં હજી તેઓ નીકળવા માટે તૈયાર જ હતાં કે ગામના મોટેરાંઓમાંના એક આદરણીય, ભૂખરી દાઢીવાળા ડોસા અમને મળવા આવ્યાં.

મહેમાનને ચા માટે આમંત્રવા સિવાય પિતા પાસે બીજો કોઈ રસ્તો નહોતો. ખાસ પ્રસંગો માટે અનામત રખાયેલ ગાલીચા ઉપર તેઓ બેસી ગયાં. ડોસાએ વિનયપૂર્વક નિરાંતે વાતચીત શરૂ કરી.

"અમે અલ્લાહના આ આશીર્વાદો માટે આભારી છીએ. આપણે પ્રાર્થના કરીએ કે કોઈના પણ ઉપર માંદગી ન આવી પડે. અલ્લાહ અમને દુષ્ટ નજરો, દુષ્ટ જીભ અને દુષ્ટ આભાઓ અને રાક્ષસોથી રક્ષે. હમણાં હમણાં ઘણાં બધાં દુષ્ટ આત્માઓને અનુસર્યાં છે."

"કોણ અનુસર્યું છે?!" મારો મોટો ભાઈ વચ્ચે બોલ્યો: ગાયને બચાવવી જોઈતી હતી અને અમારાં અતિથિએ, જો કે તે આદરણીય મોટેરાં હતાં, તેમ છતાં પણ અર્થહીન ગપસપ કરવાની ખ્યાતિ બહુ પહેલાં જ પ્રાપ્ત કરી હતી.

ડોસાએ પોતાનાં હોઠ ચાવ્યાં. સ્પષ્ટ હતું કે જુવાનના આદરના અભાવ દ્વારા મૂંઝવણમાં પડી ગયાં હતાં. તેમણે પોતાનું નાક સાફ કર્યું, ચાનો ઘૂંટડો પી લીધો, થોડુંક ચાવવા માટેનું તમાકુ જીભની નીચે મૂક્યાં અને માત્ર ત્યાર બાદ જ તેમણે જવાબ આપ્યો:

"માનનીય ચારી-આગાનો દીકરો જ્યારે આગ ખાતાં રાક્ષસની ગાડી રાખવાના રાક્ષસના ખળીમાંનાં છાપરાંની નજીકથી પસાર થઈ રહ્યો હતો ત્યારે તેણે ગરદન વિનાનું ઊંટ જોયું. બહાદુર છોકરો કોઈપણ વ્યક્તિની જેમ જ ડરી ગયો અને માંદો પડયો."

"હું વહેલી સવારે અને મોડી રાત્રે ખળીમાંના છાપરાંની પાસેથી પસાર થયો પણ ગમે તેમ કરીને મેં કદી ગરદન વિનાનું ઊંટ ન જોયું," મારા પિતાએ કહ્યું.

તે પોતે પણ અધીરો થવા લાગ્યો હતો. પણ પરોણાગતનાં નિયમોને તોડી શકતો નહોતો, જ્યારે ડોસા તેના પ્રિય વિષય તરફ માત્ર ઉત્સાહમાં આવી રહ્યાં હતાં.

"તાંગ્રીકુલી-આગા", પોતાની દાઢીને પંપાળતાં તેમણે કહ્યું, "એ હકીકતમાં કંઈ આશ્ચર્યકારક નથી કે તેં કદી ઊંટ જોયું નથી. ભૂતપિશાચો માત્ર કોઈની પણ સામે પોતાની જાતને ઉઘાડી નથી પાડતાં. જ્યારે હું નાનો હતો ત્યારે તેમને ઘણી વાર જોતો હતો. એક વખત મેં ભૂતને પોતાના સફેદ વાળને ઓળતી સ્ત્રીના રૂપમાં જોયું હતું. મેં તે ભૂતને અમુ-દાર્યાનાં ઝાડી-ઝાંખરામાં જોયું હતું. અને બીજી વખત મેં વરુ ભૂત જોયું ..."

"પણ કદાચ તે સાચું વરુ હોઈ શકતું હતું?" હું અચાનક બોલી ઊઠયો. "તેઓએ અમને નિશાળમાં કહ્યું હતું કે ભૂતપિશાચો એ માત્ર ઘરડી ડોસીઓની વાર્તાઓ છે."

"દીકરા, જ્યારે મોટાં વાતો કરતાં હોય ત્યારે વચ્ચે ન બોલ!" મારા પિતાએ કડકાઈથી મને ચૂપ કર્યો.

"દીકરા, તારાં પિતા બિલકુલ સાચું કહે છે," મોટેરાંએ ઉપદેશ આપવાનું શરૂ કર્યું. "માત્ર નકામો ગમાર અણઘડ માણસ કે જેને પોતાની રીતભાતનું પણ ભાન નથી તે

જ મોટેરાંઓના શબ્દોમાં શંકા કરે. જો તું એટલો જ બહાદુર હોય તો પોતે જ એક રાત્રે રાક્ષસની ગેરેજની મુલાકાત લે. પણ હું જાણું છું કે તારામાં એટલી હિમ્મત નથી. બહાદુર થવા માટે તું હજી નાનો છે. ગરમ પાઉંરોટી—'ચુરેક' ઉપરાંત બીજું તેં શું જોયું છે?"

મોટેરાંએ મને એમ જાહેર કરીને વચ્ચે જ કાપવા ઇચ્છતાં હતાં કે હું હજી માત્ર મારી માનાં પાલવે વળગી રહેનાર નાનો છોકરો જ હતો કારણ કે ભઠ્ઠીમાં 'ચુરેક' શેકવી અને તેમને બહાર ખેંચી કાઢવાનું કામ માત્ર સ્ત્રી માટે જ યોગ્ય છે. તેમ તેઓ માનતાં હતાં.

"દુષ્ટ આત્મા આવી રીતે ઝડપથી સર્જાયો છે કારણ કે લોકો અશુદ્ધ નદીને સંચા વડે સાફ કરે છે."

"તમારો કહેવાનો અર્થ છે કે નહેર?" મારાં મોટા ભાઈએ ચિડાતાં પૂછ્યું.

"નદીઓ ભગવાને સર્જી હતી!" મોટેરાંએ ભવાં ચડાવતાં જણાવ્યું. "અલ્લાહના કામમાં દખલ કરવાનો લોકોને કોઈ હક્ક નથી."

માત્ર આ બધી ઘરડી ડોસીઓની વાર્તાઓ અને ભાષણો પછી છેવટે મોટેરાંએ પોતાની મુલાકાતનું સાચું કારણ જણાવ્યું. તેમણે મારા પિતાને તેમની છ ગાયો પોતાના ધણમાં લેવાનું કહ્યું. ડોસો સારો એવો શ્રીમંત હતો અને નવાં જીવનથી ડરતો હતો.

# દાદીમા તોતીની વાર્તાઓ

જ્યારે મારાં પિતા અને મોટો ભાઈ ગાયને બચાવવા ગયાં હતાં ત્યારે દાદીમા તોતી મળવા આવ્યાં. ગાલીચા ઉપર આસન જમાવતાં તેમણે ત્રાક અને થોડાં શણનાં ગાંઠા ખેંચી બહાર કાઢયા. અને થોડી વારમાં સૂતર કાંતવા લાગ્યાં.

"પહેલાં થોડી ચા પીઓ", મમ્મીએ કહ્યું. "સુપ થોડી વારમાં જ તૈયાર થઈ જશે."

તે જ વખતે પિતાએ સૌથી છેલ્લે પકડેલ તેતરમાંથી બનતા સુપની ગંધ આવી. જ્યારે મમ્મી ચૂલા પાસે ગઈ ત્યારે અમે બધાં દાદીમા તોતીને ઘેરાઈ વળ્યાં. તે જાણતી હતી કે અમે શેના માટે રાહ જોઈ રહ્યાં હતાં. પોતાની ત્રાક બાજુમાં ગોઠવતાં તેમણે ચાનો ઘૂંટડો ભર્યો અને વાર્તા શરૂ કરી. સૌથી પહેલાં તેમણે લુચ્ચાં શિયાળની વાર્તા કહી જેણે જુવાન છોકરાને અકરાંતિયા રાજાને મારી નાંખવામાં મદદ કરી અને તે પોતે રાજા બની જાય છે. પછી તેમણે અમને લુક્માન જાતિમાં લુક્માન વિષે કહ્યું.

"લુક્માનનાં પિતા ખૂબ ખૂબ ઘરડાં હતાં," દાદીમા તોતીએ પોતાનાં નરમ અવાજમાં શરૂ કર્યું, જ્યારે અમે અદ્ધર શ્વાસે બેસી ગયાં, "અને છેવટે તે એટલા બધાં તો ઘરડાં થઈ ગયાં કે સપાટ ઝાડ વિનાના વિસ્તીર્ણ મેદાનના પ્રાચીન કાયદાઓ પ્રમાણે તેનો દીકરો ખખડી

ગયેલાં ડોસાને પહાડની બીજી બાજુ લઈ જવા અને તેને ત્યાં જ મરવા દેવા માટે છોડવા બંધાયેલો હતો. દરેક જણે જોયું હતું કે એક દિવસ લુક્માન ભરેલા કોથળા સાથે કેવી રીતે પર્વતો તરફ ગયો હતો અને જ્યારે મોડેથી પાછો ફર્યો ત્યારે તેનો કોથળો ખાલી હતો. 'તે પોતાના પિતાને લઈ ગયો', લોકોએ માની લીધું અને પછી તેઓએ તેના વિષે વધારે ન વિચાર્યું કારણ કે આ ક્રૂર રિવાજ દરેકને માટે નિયમ હતો. ઘરડા લુક્માનમાં માંદાને સાજા કરવા માટેની બુદ્ધિ હતી. થોડાં જ સમયમાં લોકોએ ધ્યાનમાં લેવાનું શરૂ કર્યું કે જુવાન લુક્માન પણ કોઈપણ રોગ માટેની બધી જ સાચી જડીબુટ્ટીઓ અને ઉપચારો જાણતો હતો. આખા વિસ્તીર્ણ મેદાનમાં લુક્માન પોતાની રોગ મટાડનારા તરીકેની કુશળતા માટે પ્રખ્યાત થઈ ગયો. એક વખત તેને પૂછવામાં આવ્યું:

'તું હજી તો નાનો છે, તું કેવી રીતે આ બધી જ જડીબુટ્ટીઓ અને રોગ મટાડનાર દવાનાં ઘૂંટાડાઓ વિષે બધું જ જાણે છે?' જુવાન લુક્માને જવાબ આપ્યો, 'તમે મારાં પિતા વિષે ભૂલી ગયાં? તેઓ જાણતાં હતાં કે દરેક રોગને કેવી રીતે મટાડવો. હું મારાં પિતાને મરવા દેવા માટે પર્વતની બીજી બાજુ નહોતો લઈ ગયો. હું જૂનાં ઘેટાંનાં ચામડાંનો કોથળો લઈ ગયો હતો! મારાં પિતાએ મને તેમનાં બધાં જ રહસ્યો કહ્યાં છે.'

લોકોએ કાળજીપૂર્વક વિચાર કરવાનું શરૂ કર્યું કે લુક્માનને તેના ખખડી ગયેલાં ઘરડાં પિતા સાથે હદપાર મોકલવાં કે નહિ તેનો નિર્ણય કરવા પ્રયત્ન કરવા લાગ્યાં, પણ તેઓ કોઈપણ રોગને સાજા કરવા સમર્થ એવા મટાડનારા વિનાની રહી જશે તેનાથી ડરતાં હતાં.

અને તેથી લુક્માન લુક્માન જાતિનો વડો બની ગયો. લોકોને પોતાની જાત ઉપર પોતાના વર્તનને કારણે શરમ આવી અને તે દિવસથી તેઓ મોટેરાંઓને તેમનાં મૃત્યુનાં દિવસ સુધી માન આપવા લાગ્યાં અને તેમની સાર સંભાળ લેવા લાગ્યાં."

મને દાદીમા તોતીની વાર્તાઓ સાંભળવી ગમતી હતી પણ આ વખતે મેં હંમેશની સવાર થતી અધીરાઈ સાથે સાંભળી. મેં પૂછ્યું:

"દાદીમા, તમે કદી ભૂતપિશાચ જોયું છે?"

"અલ્લાહની દયા છે!" દાદીમાએ જવાબ આપ્યો.

"પણ દાદીમા તોતી, તમે કોઈ જાદુ જાણો છો?" મેં પ્રયત્ન ચાલુ રાખ્યો.

દાદીમાએ કહ્યું, "હું માત્ર એટલું જાણું છું કે અમે તુર્કમેન લોકોના કદાચ સો કે બસ્સો નામો છે, જ્યારે સાપોનાં હજાર છે. એક સાપનું નામ કદી બીજા કોઈની સાથે મળતું નથી આવતું. જો તમે સાપનું નામ જાણી લો તો તે પોતાનું માથું નમાવશે અને તમારો વિશ્વાસુ નોકર બની જશે."

મેં વધારે પૂછ્યું હોત, પણ તે જ વખતે મા સુપનું મોટું વાસણ લઈને આવી. અમે ખાવાનું શરૂ કર્યું પણ દાદીમા તોતીએ થોડાક ચમચાં જેટલું જ કડછી વતી કાઢ્યું અને હંમેશની જેમ ધીમે ધીમે 'ચુરેક' ચાવવાનું શરૂ કર્યું.

"થોડું માંસ લો," માએ કહ્યું. "તે તેતર છે — ખૂબ જ સ્વાદિષ્ટ છે."

"આભાર," દાદીમાએ કહ્યું પણ હજી માંસને હાથ પણ નહોતો લગાડયો.

પછી માએ પોતે જ દાદીમાની રકાબીમાં થોડું માંસ મૂક્યું અને દાદીમાએ ખાવાનું શરૂ કર્યું. દાદીમા તોતી ખૂબ જ ઘરડાં હતાં અને તેઓ ઘણાં ઘણાં જૂનાં રિવાજો પાળતાં હતાં.

# સાપ, વિશાળકાય ગરોળી અને અમારું ધણ

દરરોજ યાઝલી અને હું દાતરડાં લઈને ઘેટાં માટે ચાર કાપવા જતાં હતાં. એક વખત સૌથી સારા રસદાર ચારની શોધમાં દૂરનાં તરબૂચટેટીનાં ખેતરોમાં દૂર દૂર ભટકતાં હતાં.

"રાક્ષસનાં પૈડાં" સાથે યાઝલીના કાકા દ્જેકુલને ખેતરોની રખેવાળીનું કામ સોંપવામાં આવ્યું હતું. સૂરજ હજી ધોમધમખતો હતો તો પણ કોઈક કારણસર દ્જેકુલ-આગા નાની ઝૂંપડીની બહાર બેઠાં હતાં.

"ચૂપ!" જ્યારે અમે અમારાં કોથળાં નીચે ફેંકી આગળ વધ્યા ત્યારે તેમણે ગુસપુસ અવાજે કહ્યું. "ઝૂંપડીમાં સાપ છે! જોકે એમ લાગે છે કે તે કોઈકને હાથતાળી આપવાનો પ્રયત્ન કરે છે. ચૂપચાપ અહીં બેસો, અને શું થાય છે તે આપણે જોઈશું."

દ્જેકુલ સાચું કહેતાં હતાં: અમે જોયું કે એક વિશાળકાય ગરોળી ધમકી ભરેલ હિસ્સ્સ્... અવાજ કરતી ઝડપથી દોડતી ઝૂંપડીમાં ગઈ. સાપ પોતાની પૂંછડી પછાડીને એકદમ દોડયો પણ ગરોળીએ તેને પકડી લીધો અને તેને દૂર ઘસડી જવાનું શરૂ કર્યું. અમે ચૂપચાપ પાછળ પાછળ ગયાં. ગરોળીએ સાપની પીઠમાં પોતાનાં દાંત ખૂંપાવી તેને મારી નાંખ્યો. ત્યાર બાદ તેણે અમારી તરફ ધ્યાન આપ્યું. તેણે ભાગી જવાનો પ્રયત્ન કર્યો પણ અમે તેને પકડી પાડી. તેને વાછરડાંની જેમ ખૂંટીએ બાંધવા અમે થોડી દોરડીનો ઉપયોગ કર્યો. પછી અમે થોડું માંસ તેની તરફ ફેંક્યું. અને જે વખતે તે તેને હોઈયાં કરી ગઈ તે જોયું.

દ્જેકુલ-આગા સહકારી ખેતરના કાર્યાલય તરફ ગયાં અને ગરોળી ઉપર નજર રાખતાં પાકેલાં ટેટી તરબૂચની મોજ માણતાં ઝૂંપડીના છાયડાના ભાગમાં આડયાં પડયાં. અમે રાહ જોતાં રહ્યાં કે કેવી રીતે ગરોળી દોરડીથી છૂટવા પોતાને છોડાવવાનો પ્રયત્ન કરશે. અચાનક રેતીના દરની પાછળથી એક બીજી ગરોળી બહાર નીકળી આવી. તે એકદમ દોરીએ બંધાયેલ ગરોળી તરફ કૂદી. તેણે તેના પડખામાં ટક્કર મારી અને ભાગી ગઈ.

અમે અમારી ગરોળીને મદદ કરવાં ધસ્યાં, તેના ઘાવમાંથી લોહી નીકળી રહ્યું હતું. અમે તેને ઘેર લઈ ગયાં, ઘાવ ઉપર થોડું આયોડીન મૂક્યું અને તેને ખોખાંની નીચે મૂકી. અમે

અને મોટેરાંઓ બંને દિવસમાં દસ વખત તેને ખવડાવતાં. થોડી જ વારમાં ગરોળી સારી થઈ ગઈ. અમે વિચાર્યું, હવે તે અમારું પાળતું પ્રાણી છે, પણ જેવું અમે ખોખું ઉપાડયું કે તરત જ તે ઘાસમાં ભાગી ગઈ. નજરોથી દૂર થતાં પહેલાં તેણે પોતાનાં જડબાં એકદમ બચકું ભરવા અમારી તરફ વાળ્યાં.

* * *

અમારાં માતાપિતાએ યાઝલી અને મારા માટે ગંભીર રમતગમત શોધી કાઢી. હવે મારાં પિતાની જેમ અમે પણ ભરવાડ હતાં. સાચું છે, અમારાં જાનવરોનું ધણ, બકરાં અને ઘેટાં, પ્રમાણમાં થોડું નાનું હતું. નિશાળના સમય પછી અમે ધણને મારાં પિતા જે રસ્તે લઈ જતાં તે જ રસ્તે લઈ જતાં હતાં. સાચાં ભરવાડની જેમ હંમેશાં થોડુંક ખાવાનું 'ચુરેક' કે થોડી ટેટી તરબૂચ સાથે લેતાં. અમારી પાસે અમારાં પોતાનાં સાધનો પણ હતાં: યાઝલી પાસે હોકાયંત્ર અને મારી પાસે હાથા ઉપર પક્ષી કોતરાયેલ ચપ્પું હતું અને ચોક્કસપણે અમારી પાસે ભરવાડની ડાંગો હતી.

અમે અમારાં ઝુંડને "જંગલ"માં—નદી કિનારા પાસેનાં ઝાડી-ઝાંખરાંમાં હાંકી જતાં. દળદાર ઘાસ જેઠીમધ અને ટેમરિસ્કની ઝાડીઓ નીચે ઊગતું હતું. નદી અમારી મિત્ર હતી. અમારાં હોશિયાર બકરાં અને ઘેટાં માટે તેને પાર કરવી અસંભવ હતી. પણ તે જ સમયે અમે ભટકી ગયેલ જાનવરની શોધમાં સારો એવો સમય ગાળતાં. એક વખત અમે—ચુરમેનેક—નામના ઘેટા વિના પાછા ફર્યાં. નજીકની જગ્યામાં તેને શોધવાનાં અમારાં પ્રયત્નો નિષ્ફળ ગયાં. રાતનો સમય નજીક આવી રહ્યો હતો તેની સાથે સાથે અમને જંગલમાં તેની તપાસ કરવા જવામાં બીક લાગતી હતી. અમે અંધારામાં ધણને હાંકી ગયાં. અમે એકબીજાંની એકદમ સાથે સાથે ચાલતાં હતાં તેમ છતાં પણ જાણીબૂઝીને મોટા મોટા અવાજે વાતો કરતાં જતાં હતાં. આ રીતે અમે કોઈ પણ જંગલી પ્રાણીઓને બીવડાવવાની આશા રાખી હતી.

બીજી સવારે હું નિશાળે ન જતાં ઘેર રોકાયો. હું ગધેડા ઉપર ચઢયો અને ખોવાયેલાં ઘેટાંની શોધમાં ગયો. ચુરમેનેકનાં પાછલાં પગ તિમોઠી ઘાસનાં સાંઠામાં સપડાઈ ગયાં હતાં. છેવટે જ્યારે મને તે મળ્યું ત્યારે તે માથું નીચે કરી બેઢંગી રીતે આડો પડયો હતો અને મહામુશ્કેલીથી શ્વાસ લઈ રહ્યો હતો. ઝાડીની ફરતેનો વિસ્તાર ગિદ્દડની છાપોથી આવરાયેલો હતો. એમ લાગતું હતું કે ચુરમેનેક પોતાને છોડવવાનો પ્રયત્ન કરતાં જનૂનથી ધસ્યો હતો અને કાયર ગિદ્દડો હુમલાથી એકદમ બી ગયાં હતાં. મેં સાંઠાઓને મૂળથી કાપી નાંખ્યાં અને ઘેટાંને ત્રિદલ પાંદડાવાળાં ખુશબોદાર ફૂલવાળાં ઘાસ ઉપર હાંકી ગયો. હું જાણતો હતો કે મારે આવું

કંઈ કરવું જોઈતું નહોતું પણ આવી ભયાનક રાત પછી પણ જીવતાં રહેવા માટે, મેં વિચાર્યું કે ચુરેમેનેકને કોઈક ઈનામ તો આપવું જોઈતું હતું.

પેટ ભરીને ખાઈ લીધાં પછી ચુરમેનેક જેઠીમધનાં સાંઠાઓમાંથી યાઝલીએ અને મેં બનાવેલ કામચલાઉ ઝૂંપડીનો કબજો લેવા ગયો. તેણે તેની અંદર એટલાં તો જોરથી ટક્કર મારી કે તે એકદમ તૂટી પડી.



# સૂવર

અમે અમારી સામે જમીન ઉપર રૂમાલ પાથરી પલાંઠીવાળી ટેટી ખાતાં બેઠાં હતાં. અમારું ધણ નજીકમાં જ સંતોષપૂર્વક ચરી રહ્યું હતું. અમારાં વિસ્તારોમાં કંઈક અસામાન્ય એવી પાનખરની આછી ઝરમર પડતી હમણાં જ રોકાઈ હતી. ફરી એક વખત ધરતી લીલી થઈ રહી હતી. વાતાવરણમાં વસંતની ખુશ્બૂ હતી. યાઝલી અને હું ધીમે ધીમે સાવધાનીથી અમારાં શબ્દો પસંદ કરતાં મોટેરાંઓની જેમ વાતચીત કરી રહ્યાં હતાં. અમે તેમની જેમ જીવનની સમસ્યાઓની વાત કરી રહ્યાં હતાં. ઝાડી-ઝાંખરાંમાંથી ક્યાંકથી બંદૂકના ધડાકાનો અવાજ આવ્યો.

"કદાચ તારા પિતા છે!" યાઝલીએ કહ્યું.

"કદાચ."

"તમારાં કુટુંબમાં આટલા સારા શિકારી છે. તે માટે તમે બહુ નસીબદાર છો."

"તે સાચું છે!" હું સહમત થયો. "અમારે જરાપણ માંસ ખરીદવું નથી પડતું. ઘેટાંઓની કતલ કરવાને બદલે અમે તેને ઉછેરવા માટે બચાવી શકીએ છીએ."

"લોકો કહે છે કે તારા પિતા સીધી પક્ષીની આંખો વીંધી શકે છે અને એમ પણ કહે છે કે તે એક જ ગોળીએ બે કે ત્રણ તેતરોને વીંધી નીચે લાવી શકે છે. તે સાચું છે?"

"હું નથી જાણતો. પિતા શિકાર વિષે વધુ વાતચીત નથી કરતાં, પણ એક વખત મેં તેમને તારા પિતા સાથે વાત કરતાં સાંભળ્યાં હતાં કે જો માણસ એક જ ગોળીએ બે તેતરો ન મારી શકે તો તે શિકારી નથી."

"તેમની રાયફલમાં કેટલી કારતૂસો હોય છે?"

"પાપાની રાયફલ એક નળીવાળી છે તેથી તેમાં એક જ કારતૂસ આવે છે. જો તેમને બે નળીવાળીની જરૂર હોત તો તેઓ એ તેવી બંદૂક ખરીદી હોત."

અચાનક યાઝલીએ જોરથી શ્વાસ લીધો: બિલકુલ અમારી બાજુની ઝાડીઓમાંથી મોટો કડકડાટનો અવાજ આવ્યો. અમે એકદમ છલાંગ લગાવી ઊઠયાં. અમારાં બકરાં અને ઘેટાંઓએ પળવાર રોકાઈને જોયું અને પછી ચરવા જતાં રહ્યાં. પણ હું હજી ધાસ્તીમાં હતો.

"કદાચ તે વરુ હતું!"

"એય!" યાઝલીએ પોતાની લાકડી હલાવતાં ઝાડીઓ તરફ દોડતાં બૂમ પાડી. બીજી જ ક્ષણે તે પાછો કૂદ્યો: "કાયૂમ, ત્યાં કોઈક શ્વાસ લઈ રહ્યું છે!"

મારા ભય પર કાબૂ મેળવતાં મેં મારી લાકડી ઉપાડી અને યાઝલી તરફ ચાલ્યો. તે જ ક્ષણે ભયંકર સૂવર ઝાડીઓમાંથી બહાર ધસી આવ્યું. તે અમારી પાસેથી જ દોડી ગયું. અને વગર વિચાર્યે પોલાં મલોખોમાં ચીરતો ગયો. પછી શાંતિ છવાઈ ગઈ. બીજી જ પળે મેં મારા પિતાનો અવાજ સાંભળ્યો:

"ઝેક! ઝેક!"

શિકારી કૂતરો દોડતો દોડતો અમારી તરફ આવ્યો અને પોલાં મલોખોમાં કૂદી ગયો.

"પાપા!" હું બરાડી ઊઠયો.

"કાયૂમ?!" ફરી એક વખત ઝાડીઓનો કડકડાટ થયો. અને પિતા અમારી તરફ દોડતાં આવ્યાં. "તમે ઠીકઠાક છો?"

"અમે ઠીકઠાક છીએ!" અમે આશ્ચર્યમાં કહ્યું.

"સૂવર ક્યાં છે? તે ઘવાયેલો છે અને ખૂબ જ ભયંકર છે."

પોલા મલોખાંની તરફથી ઝેકનાં ભસવાનો પ્રતિધ્વનિ આવ્યો. પિતાએ પોતાના ખભા ઉપર રાઈફલ લટકાવી અને પોલાં મલોખાંની તરફ આગળ ગયાં. અમે ધડાકાના અવાજ માટે અપેક્ષા કરતાં રાહ જોતાં હતાં પણ થોડી જ વારમાં પિતા પાછા ફર્યાં. તેમની રાઈફલ હજી પણ તેમના ખભા ઉપર જ હતી.

"બધું જ પૂરું થઈ ગયું. ઘાવ પ્રાણઘાતક હતો!" પિતાએ અમારાં માથા ઉપર હળવી ટપલી મારી. હું તેમનાં હાથમાં થોડીક ધ્રુજારી અનુભવી શક્યો હતો.

"તમે ઇચ્છો છો કે અમે દોડીને વોલોશીન-આગાને લઈ આવીએ?" મેં પૂછ્યું.

"જાઓ, છોકરાઓ. હું તમારાં ધણની સંભાળ રાખીશ."

અમે વોલોશીન-આગાને બોલાવવા ગામ તરફ દોડયાં. જંગલી સૂવર તે સૂવર છે. ગામમાં કોઈએ પણ કદી તેનું માંસ ચાખ્યું નહોતું. પિતા ભાગ્યે જ સૂવરોના શિકાર માટે જતાં. પણ એક વખત તેમણે એક કદાવર ભૂંડણીને મારી હતી. તેનું મડદું તેમણે વોલોશીન-આગાને આપ્યું હતું. પાછળથી માંસને ધુમાડાથી સૂકવીને શહેરમાં વેચ્યું હતું. તેમણે પોતાની કમાણીનો અડધો ભાગ રૂમાલમાં વીંટાળીને લાવીને પિતાને આપ્યો હતો. પિતાએ પૈસા લેવાની ના પાડી. વોલોશીન-આગા પોટલી ભઠ્ઠી ઉપર મૂકીને જતાં રહ્યાં. વોલોશીન-આગાએ બીજા મડદાં માટે પણ પૈસા ગણ્યાં હોવાં છતાં પણ કોઈએ તે પોટલીને હાથ ન લગાડયો.

જ્યાં સુધી મહેસૂલ ઉઘરાવનાર અમારી પાસે આવ્યો ત્યાં સુધી પૈસા ત્યાંને ત્યાં જ પડયાં રહ્યાં. પિતાએ પોટલી તરફ આંગળી ચીંધતા તેમને જેટલાં જોઈએ તેટલાં લઈ લેવા કહ્યું. એક વખત પણ પિતાએ પૈસાને હાથ લગાડયો ન હતો.

## શહેર તરફ જતાં

રવિવારે પિતાએ સૂર્યોદય પહેલાં જ મને જગાડી દીધો. થોડી લીલી ચા પીધાં પછી અમે ગધેડા ઉપર ચઢયાં અને શહેર તરફ આગળ વધ્યાં.

શિયાળાનો સમય હતો અને ગરમ તુર્કમેનિયામાં ઉષ્ણતામાન ઓચિંતા જ નીચું જઈ શકતું હતું. જ્યારે પવન ફૂંકાય છે ત્યારે હિમ પણ પોતાનાં પંજાનું આવરણ ખોલી નાંખે છે.

જો કે હું મારાં પિતાની પાછળ સવારી કરી રહ્યો હતો તેમ છતાં પણ મારાં કાન અને હાથ ઠંડીને કારણે દુ:ખવાના શરૂ થઈ ગયાં હતાં. મેં મારા ટોપાની કાન પટ્ટીઓને ખોલી તેમને નીચી કરી લીધી. પણ મારી પાસે દસ્તાનાં નહોતાં. મારે એક હાથે પકડવું પડે એમ જ હતું અને બીજો હાથ છાતી સાથે દબાવી ગરમ રાખ્યો.

છેવટે અમે શોર મેદાન—મીઠાવાળી જમીન પાસે આવ્યા.

હું ઉતાવળે બોલી ઊઠયો, "પાપા, બજારમાંથી મારા માટે દસ્તાના ખરીદી આપો."

"ઠીક છે, દીકરા. જો તને ખરેખર ઠંડી લાગતી હોય તો આપણે રોકાઈ જઈ થોડી આગ સળગાવી શકીએ છીએ."

શહેર જોવા માટે હું એટલો તો આતુર હતો કે મેં કહ્યું:

"મને બિલકુલ ઠંડી લાગતી જ નથી!"

અજવાળું થઈ રહ્યું હતું. વરસતા બરફના ટુકડા હવામાં ચક્કર ચક્કર ફરી રહ્યા હતા.

મારા પિતાએ કહ્યું, "આપણે બરાબર અડધો રસ્તો પાર કરી લીધો છે અને વાતાવરણમાં બરફની સુગંધ મેં બહુ પહેલાં જ પકડી પાડી હતી. જો બરફ વધારે હોય તો તેઓ બજાર બંધ કરી દેશે."

જરા આગળ અસ્પષ્ટ સીધી ટેકરી દેખાતી હતી.

"પેલો અન્નાકુલી તેપેનો મોટો કિલ્લો છે," પિતાએ સમજાવ્યું.

અમે ફરીથી ચૂપચાપ આગળ વધવાનું શરૂ કર્યું. જ્યારે અમે વિસ્તીર્ણ મેદાન પસાર કર્યાં ત્યારે હું ધીરજથી ચૂપ રહ્યો પણ જ્યારે અમે કેરકી શહેર આવ્યાં ત્યારે જેમ ફાટેલાં કોથળામાંથી અનાજનાં દાણાં બહાર નીકળી આવે તેમ મારાં મગજમાંથી પ્રશ્નો પણ નીકળી આવવા લાગ્યાં.

મેં વિચાર્યું: શહેરમાં દરેક ઘરમાં કોઠાર છે. અને શહેરનાં રહેવાસીઓ પોતાની બારીઓ પાસે બેસી હલવા સાથે પાઉંરોટી ખાતાં હોય છે.

મેં બીતાં બીતાં પૂછ્યું, "પાપા, શહેરમાં લોકો પોતાના ગધેડા ઉપર સવારી કરી શકે છે?"

"હા," પિતાએ જવાબ આપ્યો. તે સાચું હતું. જ્યારે અમે કેરકીમાં પહોંચ્યા ત્યારે મેં શહેરની ગલીઓમાં બે પૈડાંવાળી બળદ ગાડીઓ અને ગધેડાઓને ચાલતાં જોયાં. જે લગભગ અમારા ગામની જેમ જ એકમાળી હતી.

અમે અમારાં લાંબા કાનવાળાં ગધેડાને શહેરના દૂર દૂરનાં છેડા સુધી હાંકી ગયાં. જ્યાં પિતાના મિત્ર શિકારી દૃજોરાબય રહેતાં હતાં.

દૃજોરાબય નવા ઘરના પાયા માટે કાંકરેટ રેડવામાં વ્યસ્ત હતાં.

"હંઅ...! હા, આની સરખામણી માટી ન કરી શકે," પોતાના પગ વડે જામી ગયેલ ભૂખરા કાંકરેટને ધક્કો આપતાં પિતાએ કહ્યું. "અમારાં જીવન સુધરી રહ્યાં છે. અમે કંઈક પણ કરવા માટેની શક્તિ પ્રાપ્ત કરી છે."

પછી અમે બજારમાં ગયાં. પિતાએ થોડો બંદૂકનો દારૂ અને સીસાના કરતૂસો ખરીદ્યા. તેમણે મારા માટે દસ્તાનાંની જોડ, રબરનો દડો અને નવી ચોપડી ખરીદી. પછી અમે એક પછી એક દુકાનમાં રખડતાં રહ્યાં, થોડી મીઠાઈ અને કેક, ખરીદીને ઘર તરફ નીકળી પડયાં.

કેરકી એ મેં જોયેલાં શહેરોમાં સૌથી પહેલું શહેર હતું.

## યુદ્ધ

મારાં સંસ્મરણમાં અસ્પષ્ટ દેખાતાં પ્રસંગો પહોળાં અંધારિયા ખાડાની જેમ અસ્પષ્ટ જેવાં છે. હવે આવે છે યુદ્ધ.

હું હજી પણ પહેલો દિવસ સ્પષ્ટપણે યાદ કરી શકું છું.

તે વહેલી સવારે ખેતરમાં નહેર દ્વારા પાણી પહોંચડવા ગયો હતો. પછી મેં રેશમનાં કીડાઓ માટે થોડીક શેતૂરની નાની ડાળીઓ કાપી. અમારાં ગામમાં લોકો કીડાના કોશેટા વધારતાં હતાં.

જ્યારે માથા ઉપર સમતુલિત ભારા સાથે હું ઘરની નજીક પહોંચ્યો ત્યારે મને યાઝલી મળ્યો.

"કાયૂમ! યુદ્ધ!" તેણે બૂમ પાડી.

મેં કહ્યું, "તે તો સારું છે. અમારા રેડ આર્મી સૈનિકોને ચંદ્રકો મળશે."

યાઝલીએ વળી પોતાનો પગ પછાડયો:

"મૂરખ! હવે દરેક જણ માટે પરિસ્થિતિ ભયંકર થશે! સત્તર વર્ષથી સીત્તેર વર્ષનાં દરેકે દરેક વ્યક્તિને બોલાવવામાં આવશે."

"કોણે કહ્યું?"

"મુલ્લાએ. જ્યારે તું ઘેર પહોંચીશ ત્યારે તું પોતાની મેળે જ સમજી જશે."

હું સમજી નહોતો શકતો કે યાઝલી શા માટે આટલો અસ્વસ્થ હતો. અમે લગભગ દરરોજ "યુદ્ધ" રમતાં હતાં. તે તો અમારી બધી જ રમતોમાં સૌથી વધુ રસપ્રદ રમત હતી.

જ્યારે હું ઘરમાં ગયો ત્યારે યાઝલીની મા અને બીજાં કેટલાંક લોકો પહેલાં જ ત્યાં હતાં. તેઓ બધાં રડી રહ્યાં હતાં.

મુલ્લા મારા પિતાને મળવા આવ્યા. તેમણે કહ્યું:

"જર્મનો ખૂબ જ હુમલાખોર લોકો છે. તેઓએ પહેલાં જ બીજાં દસ કરતાં વધારે રાષ્ટ્રો કબજામાં કરી લીધાં છે. અને કોઈ એક રાષ્ટ્ર પણ એવું નથી કે જે તેની સામે ટકી રહી શક્યું હોય."

પિતાએ પોતાનો અવાજ જરાપણ ઊંચો કર્યા વિના કહ્યું:

"મુલ્લા-આગા, કદાચ જર્મનોએ બીજાં ઘણાં રાષ્ટ્રો કબજામાં કર્યાં હશે પણ તેઓ આપણાં રાષ્ટ્રને કબજામાં નહિ કરી શકે."

પોતાના હાથને દુ:ખાવેગથી મસળતાં મુલ્લા એકદમ બોલી ઊઠયાં, "દીકરા, તે તું કેવી રીતે કહી શકે છે. જર્મન સૈન્યનું સંરક્ષક દળ તેઓએ જીતેલાં બધાં જ લોકોનું બનેલું છે. તોફાની વાદળામાંના વરસાદનાં ટીપાંઓ જેટલાં સૈનિકો તેમના સૈન્યમાં છે!"

"તેઓ પાસે અમારાં કરતાં વધારે નથી!" પિતાએ ઊલટો જવાબ આપ્યો.

અમારાં કુટુંબ અને પિતા ઉપર અભિશાપ આપતાં મુલ્લા જતાં રહ્યાં. પણ મારાં બાળપણમાં ચૂપચાપ છવાઈ ગયેલ તે તેમની નિંદાઓ નહોતી. તે હતું યુદ્ધ.





# ફાટેલો કોથળો

જ્યારે તેના દાદા રહીમ-આગા ઝાડ ઉપરથી પાકેલાં જરદાળુ ભેગાં કરી રહ્યાં હતાં ત્યારે આર્સલન તેમને ધ્યાનથી જોતો હતો. તેના દાદા મોટા અને ઊંચા હતાં અને ફળ એકદમ નાના નાનાં હતાં. આર્સલન કીડીઓને પણ ધ્યાનથી જોતો હતો: જ્યારે કોઈ એક નાના પ્રાણીને પોતાની પીઠ ઉપર સૂકી ઘાસની પત્તીને લઈ જતી જોઈ ત્યારે તેને નવાઈ લાગી.

આર્સલને બૂમ પાડી, "દાદા, દાદા!"

રહીમ-આગા પોતાનાં પૌત્ર પાસે ગયાં.

કીડી તરફ આંગળી ચીંધતા નાના છોકરાએ કહ્યું, "અહીં જુઓ. ઘાસના આટલા મોટા ટુકડાને ક્યાં લઈ જાય છે?"

રહીમ-આગાએ હસીને આર્સલનના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો.

"મારાં નાનાં અબુધ દીકરા, હવે તારો એ જાણવાનો સમય છે કે પૃથ્વી ઉપર સૌથી વધુ ઉદ્યમી પ્રાણીઓ કીડીઓ છે. પેલી ઘાસની પટ્ટી નવી કીડીટેકરી બનાવવા જાય છે કે પછી તેનો ખાવા માટે ઉપયોગ કરવામાં આવશે. જ્યારે શિયાળો આવે છે અને જમીન હિમથી ઢંકાઈ જાય છે ત્યારે કીડીને કોઈ ડર નથી હોતો. પોતાના ઘરમાં તે હૂંફાળી અને આરામદાયક હશે."

આર્સલને કહ્યું, "તો પછી હું પણ સખત કામ કરવા જાઉં છું, જેથી કરીને અમારી પાસે પણ આખો શિયાળો ચાલે એટલાં બળતણનાં લાકડા અને ખોરાક હશે."

"સરસ, મારા દીકરા! સરસ વિચાર છે," રહીમ-આગાએ પોતાનાં નાના પૌત્રનાં વખાણ કરતાં કહ્યું. "આ લે ડોલ. તું પડેલાં જરદાળુઓ એકઠાં કરવાનાં કામથી જ શરૂઆત કરી શકે છે."

દાદા અને પૌત્રએ સાથે મળીને કામ કરવાનું શરૂ કર્યું. રહીમ-આગાએ આર્સલનની ડોલ તરફ જોતાં એમ માની લેતાં કહ્યું:

"દીકરા, તેં ઘણું જ સરસ કામ કર્યું છે! તેં લગભગ એક ડોલ ભરીને જરદાળુ એકઠાં કરી લીધાં છે. એક દિવસ માટે આટલું પૂરતું છે. જા તારા હાથ ધોઈ લે આપણે કાકી ઐગુલને મળવા જઈશું."

"તે ક્યાં રહે છે?"

"ગામમાં."

"પણ ગામ ક્યાં છે?"

"જ્યારે આપણે ત્યાં પહોંચીશું ત્યારે તું તે જોજે."

"આપણે કેવી રીતે ત્યાં પહોંચીશું?"

"મારી મોટર સાઈકલ ઉપર."

"પેલી લાલ વાળી?"

"સાચું."

"અને તે કોણ ચલાવવાનું છે?"

"હું ચલાવીશ."

"અને હું બાજુની જોડેલી બેઠકમાં ચઢીશ?"

"હા, તું બાજુની જોડેલી બેઠકમાં ચઢશે."

દાદાએ પોતાના પૌત્રને બાજુની જોડેલી બેઠકમાં બેસાડયો, જરદાળુની ડોલ પોતાના પગ પાસે મૂકી અને ઝડપથી મોટર શરૂ કરી. આર્સલનના મનમાંથી પ્રશ્નો બિલકુલ એવી રીતે બહાર આવવા લાગ્યાં જાણે કે કોથળાનાં કાણામાંથી દાણા બહાર ન આવતાં હોય.

દાદીમા મેંગ્લી પ્રવાસીઓને વળાવવા ઘરની બહાર આવ્યાં. જ્યારે દાદીમા પૌત્ર સાથે ધ્યાનપૂર્વક મોટર સાઈકલ ચલાવવા માટે દાદાને ભાષણ આપી રહ્યાં હતાં ત્યારે રહીમ-આગાને મોટર બંધ કરી સાંભળવું જ પડયું. આર્સલનની મા અને પિતા બંને શહેરમાં કોલેજમાં જતાં હતાં અને દાદીમા પોતાના પતિ અને પૌત્ર બંને સાથે એકસરખી રીતે જ કડક હતી.

# દરેક પ્રશ્નનો જવાબ નથી

ખેતરો પાસેથી રસ્તો પસાર થતો હતો જ્યાં ખેડૂતો જેઠીમધનાં મૂળ એકઠાં કરી રહ્યાં હતાં. તેઓ હળ ઘસડતાં એક ટ્રેકટર પાસેથી પસાર થયાં પણ તે ઘઉં કે કપાસ માટે વપરાતાં હળ જેવું નહોતું. આ વિશેષ પ્રકારનું હળ હતું. જેની માત્ર એક જ બ્લેડ હતી. તે જમીનમાં ખૂબ ઊંડે સુધી ખૂંપતું હતું અને જેઠીમધનાં મૂળ ખેંચી લાવતું હતું.

ખેડૂતો આ મૂળિયાં એકઠાં કરતાં હતાં, સાફ કરતાં હતાં અને પછી તેનો મોટો ઢગલો કરતાં હતાં.

આર્સલને પોતાના દાદાને પૂછ્યું, "આ મૂળિયાનો શેના માટે ઉપયોગ કરવામાં આવે છે?"

રહીમ-આગાએ જવાબ આપ્યો, "તેઓ માણસનાં લાભમાં વાપરવામાં આવે છે. જેઠીમધનાં મૂળિયાંમાંથી ઘણી બધી દવાઓ બને છે. તેનો મિઠાઈ અને બીયર બનાવવામાં પણ ઉપયોગ થાય છે. તેં કદી ખાંસીની દવા પીધી છે?"

"હા, તેનો સ્વાદ સરસ છે."

"તે જેઠીમધમાંથી બનાવાઈ છે તેના કારણે છે."

"આપણાં જેઠીમધ?"

"હા, સાચે જ."

"હું તે જાણતો નહોતો!" આર્સલને આશ્ચર્યમાં કહ્યું.

મોટર સાઈકલ ગીચ ઝાડી-ઝાંખરામાં ઝૂમવા લાગી. જ્યાં સુધી તેઓએ તે પસાર ન કરી લીધાં ત્યાં સુધી એકાએક સવારી આંચકાવાળી બની ગઈ. ફરી એક વખત રસ્તો સપાટ થઈ ગયો.

આર્સલને બૂમ પાડી, "દાદા! દાદા!"

મોટર સાઈકલ ધીમી કરતાં રહીમ આગાએ પૂછ્યું, "શું છે, દીકરા?"

"ચાલો આપણે પેલા પહાડ ઉપર જઈએ?"

રહીમ-આગાએ દૂર દૂરની વાદળી રંગની ઝાંય વાળી પહાડોની ટોચો તરફ જોયું.

"ના મારા દીકરા, આપણે કદી ત્યાં નહિ પહોંચીએ—તે બહુ ઊંચો છે અને સીધા ઢોળાવવાળો પણ.

"પહાડ ઉપર પેલાં ઘેરાં ધબ્બાં શેનાં છે?"

"તે જૂનિપરનું જંગલ છે."

"કોણે તે ઊગાડયું?"

"હું માનું છું પ્રકૃતિ માતાએ."

"તો પછી પ્રકૃતિ માતા ત્યાં કેવી રીતે ચઢી હતી?"

રહીમ-આગાએ નવાઈમાં પોતાના પૌત્ર સામે પાછળ નજર નાંખી અને મોટર સાઈકલની ગતિ વધારનાર પેડલને ધક્કો આપતાં પહેલાં જોરથી હસી પડયાં. મોટર સાઈકલનો ગડગડાટ થયો અને તે એટલી ઝડપથી આગળ વધી કે રસ્તાની આજુબાજુની ઝાડીઓ એક ઝાંખા લીલા પટ્ટા જેવી બની ગઈ.

# સૌથી સારો મિત્ર

રહીમ-આગા પૂરાં બે દિવસ ગામમાં રોકાયાં. આર્સલને બધો જ સમય ઢોરોનાં વાડાની નિકટ રહીને વિતાવ્યો. બધાં જ પ્રાણીઓને પહાડો અને વિસ્તીર્ણ મેદાનોમાં ઉનાળાના ગોચરોમાં લઈ જવામાં આવ્યાં હતાં. પણ બકરી અને તેનાં બચ્ચાંને પાછળ છોડી દેવામાં આવ્યાં હતાં. બચ્ચું કપાળ ઉપર સફેદ તારાવાળું ભૂખરું હતું. જેવો આર્સલન તેને દૂરથી જોતો કે તરત જ તે એકદમ તેની પાસે ચાલ્યો આવતો. તે ત્રિદલ પાંદડાવાળાં ઘાસનો પૂળો ખેંચી કાઢતો અને વાડાની આડમાંથી તે ફેંકી બોલાવતો: "મેં, મેં!"

બચ્ચું પણ તરત જ છોકરાની રૂચિ અનુસાર લેતું દેખાતું. તે ડાબી ને જમણી બાજુ નાસભાગ કરતું, પૂરઝડપે ગોળ બનાવતું અને પછી જ્યાં આર્સલન રાહ જોતો હતો ત્યાં વાડની પાસેની જગ્યાએ ઓચિંતાનું આવી રોકાઈ જતું. પોતાનું મોઢું લંબાવી તે ઘાસ લેતું અને પછી દોડી જતું. બીજાં છોકરાંઓએ આર્સલનને રમવા માટે બોલાવ્યો પણ આર્સલન બચ્ચાને છોડવાં નહોતો ઇચ્છતો.

જ્યારે રહીમ-આગા ઘેર જવા તૈયાર હતાં ત્યારે તેમણે આર્સલનને વાડા પાસે જોયો. છોકરો પોતાના નવા મિત્રને 'ચુરેક'નાં ટુકડા ખવડાવી રહ્યો હતો.

"હવે આપણા જવાનો સમય થઈ ગયો છે, દીકરા!" તેમણે પૌત્રને બૂમ પાડી કહ્યું.

આર્સલને પૂછ્યું, "દાદા, આપણે આ બચ્ચાને આપણી સાથે પાછું લઈ જઈ શકીશું? મોટર સાઇકલ તો તેને ઉપાડવા જેટલી મજબૂત છે!"

"હા, તે તો મજબૂત છે, પણ બચ્ચું હજી માત્ર ધાવણું જ છે," રહીમ-આગાએ જવાબ આપ્યો. "તેને હજી માના દૂધની જરૂર છે. જ્યારે તે થોડું મોટું થશે ત્યારે કદાચ આપણે તેને લઈ જઈશું. ચાલો."

"ના, દાદા. હું મારાં મિત્રને છોડવાનો નથી. તમે મને લીધા વગર જ પાછા જાઓ," આર્સલને દૃઢતાથી કહ્યું.

રહીમ-આગાએ આશ્ચર્યથી પોતાના પૌત્ર સામે જોયું. "જો હું તારા વિના પાછો ફરું તો તારી દાદી મને ઘરમાં પણ નહિ જવા દે!"

એટલામાં જ કાકી ઐગુલ વાડા તરફ આવ્યાં.

"ભત્રીજા, જો એમ જ વાત હોય તો હું તને બચ્ચું અને તેના માટે ઘંટડી પણ આપીશ. ફરી વાર જ્યારે તું આવે ત્યારે તું તેને તારી સાથે ઘરે લઈ જઈ શકીશ."

"કાકી ઐગુલ!" પોતાના હાથ ફેલાવતાં આર્સલન રડી પડયો. "તમે સમજતાં નથી! હું મારાં સૌથી ઉત્તમ મિત્રને છોડીને જઈ શકતો નથી!"

"ઐગુલ, છોકરો સાચું કહે છે!" રહીમ-આગાએ કહ્યું. "કદાચ તમે અમને બચ્ચું અને તેની મા બંનેને લઈ જવા દેશો. અમે બકરીને પાછી લાવીશું."

તાળી વગાડતાં આર્સલન એકદમ બોલી ઊઠયો, "દાદા, તે સરસ વિચાર છે! અને અમારાં વિષે ચિંતા ન કરતાં, કાકી ઍગુલ! મોટર સાઇકલ અમને બધાંને લઈ જવા જેટલી પૂરતી મજબૂત છે."

કાકી ઍગુલે સ્મિત સાથે કહ્યું, "ભલે તો પછી તમે કહો છો તેમ. પણ જ્યારે બચ્ચું હજી ઊછરી રહ્યું છે ત્યારે તમારે દરરોજ તેની માને ચરાવવા માટે લઈ જવી પડશે. જેથી કરીને બચ્ચાંને પીવડાવવા માટે તેને ખૂબ દૂધ આવે. તમે તે કરી શકશો?"

"હું કરી શકીશ!" આર્સલને કહ્યું અને વળી વધારે જુસ્સામાં કૂદ્યો પણ. "અમારી પાસે પુષ્કળ પ્રમાણમાં ઘાસ છે. તે એટલું ઊંચું વધે છે કે હું તેમાં ખોવાઈ જઈ શકું છું."

કાકી ઍગુલ પાછા અંદર ગયાં અને લાલ રીબન ઉપર નાની ઘંટડી સાથે પાછાં ફર્યાં. જેને તેમણે બચ્ચાંની ગરદન ઉપર બાંધ્યો. બચ્ચું વાડાની ફરતે નાસભાગ કરવા લાગ્યું. ઘંટડી એવી રીતે રણકી ઊઠી જાણે કે પહાડ ઉપરથી એક પછી એક પથ્થર ઉપર પડતા ઝરણાંનો અવાજ ન ગૂંજતો હોય.

# ઊડતો સાપ

બચ્ચું નીચે લટકતી ડાળીઓનાં પાંદડાં કોતરવામાં વ્યસ્ત હતું. તેની મા પોતાનાં બચ્ચાં અને નાનાં છોકરાં ઉપર નજર રાખતી નજીકમાં જ ચરતી હતી.

બકરી સંતુષ્ટ હતી: બંને પોતપોતાની મેળે વર્તતાં હતાં. તેઓ કોઈ મહત્ત્વપૂર્ણ કામમાં વ્યસ્ત હતાં. બચ્ચું ડાળીઓ ઉપરથી કેવી રીતે કોતરી ખાવું તે શીખતું હતું અને તેનો નાનો મિત્ર કંઈક બનાવી રહ્યો હતો.

આર્સલને વિચાર્યું કે તે બકરી અને તેનાં બચ્ચાંની સંભાળ લઈ રહ્યો પણ વાસ્તવમાં તે કીડીઓ માટે રસ્તો બનાવી રહ્યો હતો.

કીડીનો રસ્તો ઘાસમાં એક વિલક્ષણ જગ્યાએથી બીજી જગ્યા સુધી ફંટાયેલો હતો. આર્સલન તે કળી શકતો નહોતો કે ક્યાં અને ક્યાંથી તેઓ ધસી આવતી હતી. પણ તેના અનુકૂળ સ્થાનેથી તે જોઈ શકતો હતો કે કીડીઓ નકામી આડેઅવળે રસ્તે જતી હતી અને બધી જ ભારે બોજાઓ લઈ જતી હતી. આર્સલને એક કીડી ઉપાડી અને તેણે બનાવેલા સીધા રસ્તા ઉપર નીચે મૂકી. પણ કીડીએ આર્સલન પ્રત્યે કોઈ ધ્યાન ન આપ્યું. જ્યાં સુધી તેને પોતાનો જૂનો રસ્તો ન મળ્યો ત્યાં સુધી તે ઝડપથી દોડતી ગઈ. બીજી કીડીએ પણ સાંભળવાની ના પાડી અને ત્રીજીએ પણ.

પછી આર્સલને કીડીઓના રસ્તાની વચ્ચે એક કાણું કર્યું. હવે તેઓને તેની ફરતેથી જવું પડશે અને એમ કરતાં તેમના રસ્તે સીધી જશે. પણ કંઈ ન વળ્યું! કીડીઓ કાણામાં ઊતરી પડી અને પોતાનાં ભારે બોજાં સાથે મહામુશ્કેલીએ ઉપર ચઢી આવી.

"એય, તમે!" આર્સલને કીડીઓને કહ્યું.

તેણે કાણાં ઉપર લાકડાંના સાંકડી ચીપ મૂકી. કીડીઓ તેમના પુલથી ખુશ થઈ લાગતી હતી અને ચંચળ ગતિએ કામ કરવાનું ચાલુ કર્યું.

આર્સલન કીડીઓને છોડી કામ કરવા ગયો. દાદીમા મેંગ્લીએ કહ્યું હતું કે શિયાળા માટે ચાર તૈયાર કરવાનો હવે સમય હતો. આર્સલન જ્યારે બકરીને ચરાવવા જતો ત્યારે હંમેશાં નાની થેલી સાથે લેતો. હવે તેણે પડેલાં શેતૂરનાં પાંદડા અને ડાળીઓ એકઠી કરવાનું શરૂ કર્યું.



અચાનક ઘાસમાંથી સાપ ઊભો થયો! તે પોતાની પાંખો ફફડાવી ઊડયો અને જમીન ઉપર પાછો ઊતર્યો.

આર્સલનની થેલી પડી ગઈ પણ તે જ્યાં હતો ત્યાં ને ત્યાં જ ઊભો રહી ગયો. કદાચ તેને કલ્પના આવી હતી? પોતાની પાંખો ફફડાવતાં સાપ ફરી જમીન ઉપરથી ઊછળ્યો અને ઘાસમાં પાછો પડયો.

આર્સલન વીજળીના ઝબકારાની જેમ ભાગ્યો.

ઘર તરફ દોડતાં તેણે બૂમ પાડી, "દાદા! ત્યાં! શેતૂરનાં ઝાડ પાસે!"

"ત્યાં શું છે? વરુ? ગિદ્દડ?" દાદાએ પોતાની લાકડી શોધતાં પૂછ્યું.

"ના! તે ઊડતો સાપ છે!"

"મારાં નાનાં અબુધ છોકરાં! સાપને પાંખો ન હોય!"

"પણ મેં તે જોયું! મેં મારી પોતાની આંખે જોયું! તેણે પોતાની પાંખો ફફડાવી હતી!"

દાદા પોતાની લાકડી મૂકીને વિચારવા લાગ્યાં.

"ના, દીકરા, તે ઊડતો સાપ નહોતો. તે સાપનાં પંજામાં સપડાયેલું પક્ષી હતું. એવું કંઈક તો મારી જિંદગીમાં એક કરતાં ઘણી વખત જોયું છે."

"મને તે પક્ષી માટે દુ:ખ છે," આર્સલને કહ્યું.

"હા, તે બહુ ખરાબ છે," રહીમ-આગાએ સહમતીમાં જવાબ આપ્યો.

તેઓ બંને ત્યાં ચૂપચાપ ઊભાં રહ્યાં કારણ કે પક્ષીને બચાવવા માટે હવે ઘણું મોડું થઈ ગયું હતું.

## કાચબો

આર્સલનને પોતાનાં બચ્ચાંને બહાર ચરાવવા લઈ જવામાં મજા આવતી હતી. જેઠીમધનાં મૂળ ભેગાં કરનારાંઓની વસાહતમાં ઘણાં નાનાં ભરવાડો હતાં. બાળકો પોતાનાં નાનાં બકરાં, ઘેટાંનાં બચ્ચાં અને વાંછરડાને પ્રેમ કરતાં હતાં અને તેમને ઝાડી ઝાંખરાઓની વચ્ચે સૌથી વધુ લીલોતરી વાળી જગ્યાએ લઈ જતાં હતાં.

આ દિવસે તેઓ તેમનાં ધણોને અમુ-દાર્યાના કિનારા ઉપર ચરાવતાં હતાં.

આર્સલનનું બચ્ચું સાપરનાં નાનાં બચ્ચાંને રમતમાં માથા વતી ટક્કર મારતું હતું અને કિનારાની સાથે સાથે દોડતું જતું હતું. નદીના કિનારા ભ્રામક હતાં કારણ કે અમુ-દાર્યા સતત રીતે તેમને ધોઈ નાંખે છે. જ્યારે તે બચ્ચાને કિનારાની નજીકથી દૂર હાંકવા દોડયો ત્યારે આર્સલન ખડક ઉપર ઠોકર ખાઈને પડી ગયો.

તેણે ખડક તરફ જોયું અને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો: તેને માથું અને પગ હતાં.

"ગભરા નહિ!" સાપરે બૂમ પાડી. "તે માત્ર કાચબો છે. તે કોઈ નુક્સાન કરે એવો નથી. ઘેર લઈ જા અને તેને તારાં આંગણામાં મૂકી દે."

આર્સલને કહ્યું, "સાપર, મારાં બચ્ચાંનું થોડી વાર ધ્યાન રાખજે. હું આ કાચબો મારા દાદાને બતાવવા ઈચ્છું છું."

રહીમ-આગા દ્રાક્ષના વેલાના માંડવાની છાયામાં લીલી ચા પીતાં બેઠાં હતાં.

"હું જોઉં છું કે તું કોઈ ટ્રોફી લાવ્યો છે!"

"દાદા, તે કાચબો છે!"

"હું જોઉં છું કે તે કાચબો છે."

"તે બહુ મોટો છે?"

"ના દીકરા, તારો કાચબો તે નાનો છે. કાચબો સો વર્ષનો થાય ત્યાં સુધી જીવે છે. કોઈક વખત હું તને કાચબાનાં ઈંડા બતાવીશ."

"તમારો કહેવાનો અર્થ છે કે કાચબો એ મરઘાં જેવો છે?" આર્સલને આશ્ચર્યમાં પૂછ્યું.

"બિલકુલ નહિ. પણ તે ઈંડાં પણ મૂકે છે."

"તે કેવાં દેખાય છે?"

"કેટલાંક જુદાં જુદાં પ્રકારો છે. કેટલાંક મુરઘીનાં ઈંડાં જેવાં જ પણ થોડાંક નાનાં છે, એટલે કે તમારી હથેળીમાં સમાઈ જાય તેટલાં, બીજાં રેશમના કીડાના કોશેટા જેવાં છે."

"ઓહ દાદા! મને નાનો કાચબો જોઈએ છે!" આર્સલને કહ્યું.

રહીમ-આગાએ કહ્યું, "મને ડર છે, હું તને ત્યાં મદદ નહિ કરી શકું દીકરા. જેવાં તેઓ સેવાઈ જાય છે કે તરત જ કાચબાનાં બચ્ચાં આવતી વસંત ઋતુ સુધી પોતાની જાતને રેતીમાં દબાવી દે છે. તેઓ સપ્ટેમ્બરમાં સેવાઈ જાય છે અને પાનખર અને શિયાળામાં વસંતનાં હૂંફાળા દિવસો આવે ત્યાં સુધી રાહ જોતાં રેતીમાં નીચે રહે છે."

"હું જવાનો અને જવાનો જ છું અને કાચબાનું બચ્ચું શોધવાનો છું", આર્સલને પોતાનો પગ પછાડતાં ગુસ્સામાં કહ્યું.

દાદાએ પોતાનું માથું ધુણાવ્યું.

"કાચબાનાં ઈંડાંને શોધવા એ સહેલી વાત નથી દીકરા. માદા કાચબી તેમને રેતીમાં દબાવે છે અને તેમને જાદુઈ વાડમાં બંધ કરે છે. ન તો માનવી કે ન તો પશુ તે વાડમાંથી અંદર પેસી શકે છે. ગમે તેમ પણ એક રસ્તો છે, પણ તેના માટે તને ખાસ અણિયાળી સાંકડી ચીપની જરૂર છે. જેવી કાચબાની જીભ નીચે છે બિલકુલ તેવી જ."

"પણ તમે કેવી રીતે ઈંડું શોધશો? મને તમારી જીભ જોવા દો! તમારી પાસે પણ એવી ચીપ છે?" આર્સલને પૂછ્યું.

રહીમ-આગા ખડખડાટ હસી પડયો: "ના, મારાં અબુધ દીકરા, મારી પાસે જાદુઈ ચીપ નથી! પણ હું મોટો છું. લોકો અમારી તરફ આદરભાવ અને વિશ્વાસથી જુએ છે."

"પણ શા માટે?"

"આ તો જમાનાઓથી ચાલી આવતી પ્રણાલી છે દીકરા. હું નથી જાણતો."

"હું જાણું છું!" પોતાનાં હાથ ભેગાં કરતાં આર્સલન બોલી ઊઠયો. "લોકો મોટેરાંઓનું માન અને આદર કરે છે કારણ કે તેઓ શાણાં છે!"

રહીમ-આગાએ ગર્વથી કહ્યું, "તું કંઈક માણસ છે. તારા ભેજામાં થોડી અક્કલ છે!"

# ભઠ્ઠી માટે બળતણનાં લાકડાં

હાંફતો હાંફતો અને જોર જોરથી શ્વાસ લેતો આર્સલન બારણા પાસે ઊભો હતો. "દાદા, જો હું બીજાંઓની સાથે બળતણનાં લાકડાં એકઠાં કરવા જાઉં તો તે ઠીક છે?"

રહીમ-આગાએ પોતાના પૌત્ર તરફ નખશિખ કસોટી ભરી નજર નાંખી અને હસ્યાં:

"એમ લાગે છે કે તું સાચો મદદગાર બની ગયો છે. ગઈકાલે જ દાદીમા કહેતી હતી કે 'ચુરેક' શેકવા માટે તેની પાસે થોડા જ સમયમાં બળતણનાં લાકડાં નહિ રહે. લગભગ બધાં જ વપરાઈ ગયાં છે. તું સારો છોકરો છે આર્સલન. ઘરનાં કામકાજમાં મદદ કરવા માટે તારો આભાર. બળતણનાં લાકડાં ભેગાં કરવા જવાની હું તને રજા આપું છું પણ એ ધ્યાન રાખજે છે કે બીજાંઓથી પાછળ ન પડી જતો, સાથે થોડી પાઉંરોટી લઈ જજે. જ્યારે કામે બહાર ગયા હોઈએ ત્યારે હંમેશાં કંઈક હલકું સાથે રાખવું તે સારું છે."

"આભાર, દાદા!" આર્સલને થોડીક પાઉંરોટી અને દોરડું લીધાં અને બીજાંઓની સાથે જોડાવા દોડી ગયો. તેનું પાલતુ બચ્ચું તેની બાજુમાં જ દુડુક-દુડુક ચાલતું હતું.

સૌથી પહેલાં તેઓ ગુલાબી નેતર જેવાં લાકડાંમાં ઝાડનાં જંગલ તરફ આગળ વધ્યાં. પણ ત્યાં તેમને ઉપયોગી લાકડાં બહુ ઓછાં મળ્યાં.

"ચાલો આપણે નદી પાર કરીને પેલા ટાપુ સુધી જઈએ," જૂથના સૌથી મોટા યાગ્મુરે પ્રસ્તાવ મૂક્યો. યાગ્મુર સાત વર્ષનો થઈ ગયો હતો અને નિશાળે જવાનું શરૂ કરવાનો જ હતો.

નદી ચાલીને પાર કરી શકાય તે જગ્યામાં પાણી છીછરું હતું અને આર્સલનનાં માત્ર ઘૂંટણ સુધી જ આવતું હતું.

"બેં-બેં!" બચ્ચું બરાડી ઊઠયું. તેની ઘંટડીઓ ખિન્નતાથી ગૂંજી ઊઠી. તે પાણીથી ડરી ગયું હતું.

"આવી જા, બુબેન્ચીક*, ગભરા નહિ!" ટાપુના કિનારા ઉપર કૂદકો મારતાં આર્સલને બૂમ પાડી.

---

* બુબેન્ચીક — રૂસી ભાષામાં "નાની ઘંટડી."

"બેં-બેં!" બચ્ચાંએ જવાબમાં બેં બેં કર્યું.

યાગ્મુરે કહ્યું, "આપણે જ તેને ઉપાડીને બીજી બાજુ લઈ જવો પડશે. તે પોતાની જાતે કદી પાર નહિ કરી શકે."

આર્સલને જોરથી બૂમ પાડી, "હા, તે કરશે! હું તેને બે વાર બૂમ પાડીશ અને તે દોડતો આવશે."

"તારો કહેવાનો મતલબ છે કે તેને કેળવવામાં આવ્યો છે?" યાગ્મુરે વિશ્વાસ ન કરતાં પૂછ્યું અને બૂમ પાડી: "બુબેન્ચીક!"

બચ્ચાંએ પોતાનું માથું પણ ન ફેરવ્યું.

"સરસ!" યાગ્મુરે હસતાં હસતાં કહ્યું.

સાપરે કહ્યું, "તે માત્ર આર્સલનને જ સાંભળે છે. આગળ જા આર્સલન, અને તેને બોલાવ!"

"બુબેન્ચીક, બુબેન્ચીક!" આર્સલને બૂમ પાડી. બચ્ચું પાણીમાં કૂદ્યું અને બે છલાંગોમાં તે બેટ ઉપર હતું.

છોકરાઓએ કહ્યું, "હવે આ તો દંગ કરે એવું છે! આર્સલન ખરો કેળવણીકાર છે!"

બેટના કિનારા નજીકનો રસ્તો ખૂબ ઘસાયેલો વાંકોચૂકો જતો હતો. છોકરાંઓ તિમોથી ઘાસનાં ઝાંખરા અને લીલાં ગરભવાળાં છોડો પસાર કરતાં આગળ વધ્યાં. થોડી જ વારમાં તેઓ ઝાડ કાપીને સાફ કરેલ જમીન પાસે આવી ગયાં. અહીં વસંત ઋતુમાં પૂરનાં પાણી પોતાની પાછળ બધાં જ પ્રકારનાં ઝાડીઓ, મૂળિયાં અને ઘાસનાં ઢેરનાં ઢેર છોડી ગયાં હતાં.

"સાંભળો છોકરાંઓ, આ ઝાડી-ઝાંખરાં પુલાવ બનાવવા માટે સરસ છે!" યાગ્મુર ખુશ થતાં એકદમ બોલી ઊઠયો.

"પણ તે ભઠ્ઠી માટે સારાં છે?" આર્સલને ચીડાતાં પૂછ્યું.

"સૌથી સરસ!"

છોકરાંઓએ ઝાડી-ઝાંખરાંના એકઠાં કરવાનું શરૂ કર્યું. અચાનક પોતાના માલિકની નજીક ભમતું બુબેન્ચીક પાછું ગયું અને પોતાનું માથું નીચું કરી છીંકોટા કરવા લાગ્યું.

"સાપ!" પોતાનાં ડાળીઓનાં પૂળાંને નીચે ફેંકતાં આર્સલન બરાડી ઊઠયો.

યાગ્મુરે હસતાં હસતાં કહ્યું, "તે માત્ર ઘાસનો સાપ છે. ડાળીઓ એકઠી કરવાનું કામ ચાલુ રાખ. તેનાથી ગભરાવા જેવું કંઈ નથી."

નાનાં છોકરાંઓ પોતાનાં પૂળાં બાંધીને કંઈક ખાવા માટે ગોળ ફરતે બેસી ગયાં. લગભગ બધાં જ પોતાની સાથે 'ચુરેક' લાવ્યાં હતાં. આ તેઓએ જે કંઈ જ નહોતું લાવ્યું તેમની સાથે વહેંચીને ખાધાં.

અચાનક રસ્તા ઉપર ગધેડું દેખાયું.

"આપણે તેને પકડી લઈએ અને આપણાં ભારાં તેની ઉપર લાદી દઈએ!" યાગ્મુરે સુઝાવ આપ્યો.

થોડી જ વારમાં તેઓએ ગધેડાને ઘેરી લીધો. જોકે સ્પષ્ટ હતું કે કોઈ પણ રીતે તેનો ભાગી છૂટવાનો કોઈ ઇરાદો નહોતો.

"આ ગધેડું કોનું છે?" આર્સલને પૂછ્યું. યાગ્મુરે કહ્યું, "તે ચોક્કસ ભટકતું હોવું જોઈએ. સૌથી પહેલાં આપણે તેની પીઠ ઉપર થોડાંક ઘાસની ગાદી બનાવીશું અને પછી આપણાં ઝાડી-ઝાંખરાંનાં ઢગલાં મૂકીશું."

કોઈક લાંબું દોરડું લઈ આગળ આવ્યું. સૂકી ડાળીઓનાં મોટાં ભારાં એકઠાં કર્યાં પછી તેઓ બધાંએ ગધેડાની પીઠ ઉપર ઉપાડીને મૂકવામાં મદદ કરી અને તેને નદી તરફ હાંકી ગયાં.

જ્યારે તેઓ નદી ઓળંગવાની જગ્યાએ પહોંચ્યાં ત્યારે તેઓ તે જગ્યાને ઓળખી પણ ન શક્યાં—પાણી ઊંચું થઈ ગયું હતું. અને હવે ડહોળાયેલું અને કાદવવાળું થઈ ગયું હતું.

"હવે આપણે કેવી રીતે પેલે પાર જઈશું?" આર્સલને ભયથી બીતાં બીતાં પૂછ્યું.

"ચાલો આપણે તરીને જઈએ! કોણ મારી સાથે આવવા તૈયાર છે?" યાગ્મુરે બહાદુરીથી પૂછ્યું.

છોકરાંઓએ એકબીજા તરફ નજર નાંખી અને કિનારાથી પાછળ હઠી ગયાં. વહેળો હવે લગભગ 30 મીટર પહોળો હતો.

સાપરે યાગ્મુરને કહ્યું, "તું એકલો જ પેલે પાર તરીને જઈ શકે છે. અમે અહીં જ્યાં સુધી તું મોટેરાંઓને લઈને આવે ત્યાં સુધી તારી રાહ જોઈશું."

યાગ્મુરે માનતાં કહ્યું કે "મને એકલા જવામાં બીક લાગે છે. પ્રવાહ સારો એવો જબરજસ્ત છે."

"તો પછી હવે આપણે શું કરીશું?" આર્સલને બુબેન્ચીકને સખત રીતે બાથમાં ભીડતાં પૂછ્યું.

તેઓ બધાંએ પાછાં ફરી સૂરજ દાદા તરફ જોયું. તે એકદમ ક્ષિતિજની નજીક જ હતો. એક પણ શબ્દ બોલ્યા ચાલ્યા વિના તેઓ બધાંએ બૂમો પાડવાનું શરૂ કર્યું. એ આશાએ કે કદાચ કોઈક તેમની બૂમરાણો સાંભળશે.

પણ કોઈએ તેમની બૂમરાણોનો જવાબ ન આપ્યો.

"એમ લાગે છે કે કદાચ આપણે આખી રાત આ બેટ ઉપર જ ગાળવી પડશે," સાપર બબડ્યો.

"ચાલો આપણે થોડી વધારે બૂમો પાડવાનો પ્રયત્ન કરીએ. આ વખતે બધાં જ ભેગાં મળીને!" યાગ્મુરે સૂઝાવ આપ્યો.

છોકરાંઓએ એક સાથે એક સૂરમાં બૂમો પાડી તેમનાં પિતાઓ-માતાઓ અને ભાઈઓને બોલાવવા લાગ્યાં...

અને છેવટે ટાપુના ઊંડાણમાંથી એક માણસ ચપટો પાવડો લઈને આવતો હતો તે બયરામ-આગા હતા.

"અહીં તમે શું કરી રહ્યાં છે?" તેમણે છોકરાંઓને પૂછ્યું.



"અમે બળતણનાં લાકડાં લેવાં આવ્યાં હતાં!" યાગ્મુરે બધાંનાં વતી જવાબ આપતાં કહ્યું.

"શું તમને કામ આવે તેવાં પૂરતાં બીજી બાજુ નહોતાં?" બયરામ-આગાએ ગુસ્સે થતાં કહ્યું. તેમણે એક પછી એક કરી છોકરાંઓને નદી પાર કરાવી. તેમણે તેમને કદાવર માણસની જેમ તેમના ભારા સાથે જ પોતાનાં ખભા ઉપર ઉપાડયાં. જ્યારે આર્સલનો વારો આવ્યો ત્યારે તેમણે તેને ભારા અને સાથે સાથે બુબેન્ચીકના સાથે જ ઉપાડી લીધો.

પછી બયરામ-આગાએ ગધેડા ઉપરથી ઝાડી-ઝાંખરા ઉતારી પ્રવાહની સામે ઉપાડી લાવ્યાં અને ગધેડાંને ટાપુના ઊંડાણમાં પાછો હાંકી દીધો.

# ગિદ્દડ

બીજા દિવસે આર્સલન બુબેન્ચીકને લઈને યાગ્મુરને મળવા ગયો. તેણે પોતાના મિત્રને બહાર બોલાવ્યો:

"યાગ્મુર! બહાર આવ!"

યાગ્મુર ઘરમાંથી બહાર નીકળી આવ્યો.

"જો!?" આર્સલને પોતાની છાતી તરફ આંગળી ચીંધતા કહ્યું. તેની ગરદન ફરતે મેદાનનું સાચું દૂરબીન લટકતું હતું.

"મારા દાદાએ મને તે આપ્યું. જેથી હું પ્રાણીઓને જોઈ શકું. મારી સાથે આવવા ઇચ્છે છે?"

"કઈ તરફ?"

"નદીની તરફ નીચે. જ્યાં આસપાસ કોઈ નથી."

"મમ્મી! હું બળતણનાં લાકડાં લેવાં જાઉં છું." યાગ્મુરે ઘરમાં બૂમ પાડી કહ્યું.

યાગ્મુર, આર્સલન અને બુબેન્ચીક ગુલાબી નેતરનાં જંગલની તરફ સાથે નીકળી પડયાં. એક વાર ત્યાં છોકરાઓએ ઝાડીઓ વચ્ચે સંતાવાની જગ્યા શોધી હતી, જ્યારે બચ્ચું ચરવા માટે ભટકતું હતું.

સૌથી પહેલાં યાગ્મુરે દૂરબીનમાં જોયું. થોડાંક હંસલાંઓ ઉપર તેની નજર પડી. પછી આર્સલનનો વારો હતો પણ તે કશું જ જોઈ ન શક્યો.

યાગ્મુરે ફરી એક વાર દૂરબીન લીધું.

"જો, ત્યાં જંગલી બતક છે!"

આર્સલને દૂરબીનને પોતાની આંખો પાસે ઊંચું કર્યું અને આશ્ચર્યમાં બૂમ પાડી:

"તે બતક નથી! તે ગિદ્દડ છે!" હવે એકદમ દિગ્મૂઢ થતાં પછી તેણે ઉમેર્યું:

"તેની પાસે દડો છે. તે દડા સાથે ગિદ્દડ છે!"

"તેં ક્યાં ગિદ્દડ જોયું?" યાગ્મુર દૂરબીન લેવા પહોંચ્યો પણ આર્સલને તેને પકડી રાખ્યું:

"ઊભો રહે જરા! ગિદ્દડ દડો ગબડાવી રહ્યો છે?"

યાગ્મુરે આર્સલનનાં હાથમાંથી દૂરબીન ઝૂંટવી લીધું.

"તું સાચું કહે છે! તે ગિદ્દડ છે. માત્ર પેલો શેળો ગબડી રહ્યો છે. જો તેણે તેને નદીમાં ધકેલી દીધો!"

આર્સલને પોતાના મિત્રની પાસેથી દૂરબીન પાછું આંચકી લીધું.

"ક્યાં? મને તો કંઈ પણ નથી દેખાતું! મને બતક દેખાય છે."

"લાલ ઝાડી તરફ જો!"

"હવે મને તે દેખાય છે. સાચે જ તે શેળો છે. તે કિનારા તરફ તરી રહ્યો છે! અરે!" આર્સલને દૂરબીન નીચે ફેંક્યું અને રડવા લાગ્યો.

"શું થયું?" યાગ્મુરે દૂરબીન પોતાની આંખો સામે ઊંચું કરતાં પૂછ્યું. "અરે, પેલો હરામખોર! તે શેળાને હોઈયાં કરી રહ્યો છે!"

"કદાચ આપણે હજી તેને બચાવી શકીશું!" એકદમ કૂદતાં આર્સલને બૂમ પાડી.

"હવે ઘણું મોડું થઈ ગયું છે! આપણે ત્યાં પહોંચીશું ત્યાં સુધીમાં તો ત્યાં સોયો સિવાય કશું જ બચ્યું નહિ હોય."

"ભયંકર દૂરબીન!" આર્સલન ગુસ્સામાં જોરથી બોલી ઊઠયો.

"તેમાં તેનું ભયંકર હોવા જેવું કંઈ બિલકુલ નથી. આપણે કેવી રીતે ગિદ્ડો શિકાર કરે છે તે જોયું."

"ચાલ આપણે ઘેર પાછા જઈએ. હું દાદાને તેમની બંદૂક ભરવા કહીશ. આપણે ગિદ્ડને તેનો બદલો આપીશું!"

યાગ્મુર સહમત થયો, "તે શેળા વિષે દુ:ખજનક છે. હવે માત્ર ગિદ્ડ માટે પણ તે દુ:ખજનક હોવું જોઈએ."

આર્સલને પળવાર વિચારીને નિ:સાસો નાંખ્યો:

"હા, હું ધારું છું કે તું સાચું કહે છે."

## દંડિત ચોર

આર્સલન સિંચાઈની નીકમાં પોતાનાં પગ ઝૂલતાં રાખી બેઠો હતો અને ચીકણી માટીમાંથી આકૃતિઓ બનાવી રહ્યો હતો. વિશાળ શેતૂરનું ઝાડ સૂર્યથી છાંયડો આપતું હતું. બુબેન્ચીક નજીકમાં ચરતું હતું. ઝાડના થડની સામે પોતાનાં આગળનાં પગનો ટેકો લઈને તે નમેલી ડાળીઓનાં પાંદડાઓ કોતરતું હતું.

અચાનક ચકલીઓ ઝાડમાં ડાળી ઉપર બેઠી અને ખૂબ જોર જોરથી ચીંચીં કરવા લાગી. જેઠીમધની ઝાડીઓ પાસે આમતેમ નાસભાગ કરતાં મુરઘાંઓએ કૂકડે કૂક... અને કિકિયારીઓ કરવાની શરૂ કરી.

આર્સલને આશ્ચર્યમાં પોતાનું માથું ઊંચું કર્યું અને તેણે ભયાનક દેખાવવાળાં મધ્યમ કદનાં પક્ષીને ઝાડની જાડી શાખા ઉપર બેઠેલ જોયું. તેની ચાંચ હૂકના જેવા આકારની હતી.

પછી એકદમ શાંતિ છવાઈ ગઈ. ચકલાંઓ થીજી ગયાં અને મુરઘાંઓ જેઠીમધની ઝાડીઓની નીચે ભેગાં થઈ સંતાઈ ગયાં.

"ભાગી જા!" ચીકણી માટીની એક આકૃતિ આ વણ બોલાયેલ મહેમાન તરફ ફેંકતાં બૂમ પાડી.

પક્ષી પોતાની પાંખો ફફડાવીને ઊડી ગયું.

તે જ ક્ષણે બધું જ જીવંત થઈ ગયું. ચકલાંઓએ પોતાની ચીંચીં ફરી શરૂ કરી. મુરઘાંઓએ આમતેમ ભાગવાનું શરૂ કર્યું.

આર્સલન પોતાના દાદાને જે બન્યું હતું તે કહેવા દોડી ગયો.

"જે મેં જોયું તે તમે કદી કલ્પી નહિ શકો! કેવું ભયાનક પક્ષી! અને તેની ચાંચ! બધાં જ મરઘાં સંતાઈ ગયાં અને ચકલાંઓએ ડોકિયું પણ ન કર્યું."

"એમ લાગે છે કે તેં બાજ પક્ષીને જોયું", રહીમ-આગાએ નિર્ણય કર્યો. "નાનાં પક્ષીઓ થીજી જઈ પોતાનો જીવ બચાવ્યો. તેઓ કહે છે કે ગરુડ ઉપર આકાશમાંથી સરકતી કીડીને જોઈ શકે છે, પણ તે નિશ્ચલ ઊંટને નથી ઓળખી શકતું! બાજ પણ કદાચ નિશ્ચલ વસ્તુઓને ઓળખી નથી શકતું પણ જો પેલાં મુરઘાંઓમાંથી એક પણ ભાગવાનો પ્રયત્ન કર્યો હોત તો તેણે તેની ઉપર તરત જ ઝાપટ મારી હોત."

રહીમ-આગાએ દૂરબીન ઉપાડયું. જે તેઓ હંમેશાં હાથમાં જ રાખતાં હતાં. તેમણે આકાશ તરફ જોયું.

"બિલકુલ તેમ જ મેં વિચાર્યું હતું! અહીં આવ!" દાદાએ આર્સલનને બોલાવી દૂરબીન તેના હાથમાં આપ્યું. "સફેદ સાઠા તરફ જો અને પછી થોડુંક ઉપર. પેલું જ પક્ષી છે?"

"મને એમ લાગે છે."

"તેનું વૈજ્ઞાનિક નામ શું છે તે હું નથી જાણતો પણ અહીં આસપાસનાં ઘરડાં લોકો તેને 'દેવદૂતનો ઘોડો' કહે છે."

"દાદા, હવે જુઓ!" આર્સલને દૂરબીન પોતાનાં દાદાના હાથમાં પાછું આપતાં બૂમ પાડી ઊઠયો. "'દેવદૂતના ઘોડા' ઉપર હુમલો કરવામાં આવ્યો છે!"

"તે વાદળી કાગડાં છે. તેણે કદાચ તેમનામાંના એક બચ્ચાંને ચોરી લીધું હતું. હવે તેઓ પેલા ચોરને એક કે બે બતાવશે!" આર્સલને દૂરબીનને પોતાની આંખો સાથે સ્પષ્ટ આકૃતિ દેખાય તે રીતે ગોઠવ્યું.

"તેઓ તેને પોતાની પાંખો વડે મારી રહ્યાં છે. દાદા, તેણે કંઈક નીચે ફેંક્યું."

"તેણે પક્ષીનાં બચ્ચાંને છોડી દીધું. તેની પાસે કોઈ બીજો રસ્તો નહોતો. કાગડાની પાંખો ખૂબ જ તાકાતવર છે. એક વખત જ્યારે હું નાનો છોકરો હતો ત્યારે કાગડાનો માળો લેવા ઉપર ચઢયો. તેઓએ મને જોરદાર ધક્કો આપ્યો. તેથી સામાન્ય લોકોની વચ્ચે તેઓ 'દેવદૂતના કોરડા' તરીકે જાણીતા છે."

આર્સલને કહ્યું, "આ તો રસપ્રદ છે! દાદા, આપણે ક્યારે દૂરબીનથી પ્રાણીઓનું નિરીક્ષણ કરવા જવાનાં છીએ? તમે મને કહેતાં રહો છો કે જ્યારે હું થોડો મોટો થઈ જાઉં ત્યારે આપણે જઈશું અને હું હવે મોટો થઈ ચૂક્યો છું!"

રહીમ-આગાએ આર્સલન તરફ જોઈ સંમતિમાં માથું ધુણાવ્યું:

"તું સાચું કહે છે. તું વાસ્તવમાં મોટો થઈ ગયો છે. તું ભઠ્ઠી માટે બળતણનાં લાકડાં લાવીને તારી દાદીમાને મદદ કરે છે. જો તને ગમે તો આપણે કાલે જઈશું."

"ટેટીના ખેતરમાં?" પોતાની આંખો ચમકાવતાં આર્સલને પૂછ્યું.

"હા. હવે પ્રાણીઓમાં ટોળાંને જોવાનો સમય આવી ગયો છે. હું બહાર જવા માટે તૈયારીઓ કરીશ અને તું જા તારી દાદીમાને અમારા માટે તાજી 'ચુરેક' શેકવા કહે."

"હું બુબેન્ચીકને પણ સાથે લઈ શકું છું?"

"ચોક્કસ!" રહીમ-આગાએ જવાબ આપ્યો.

## તળાવ

રહીમ-આગા, આર્સલન અને બુબેન્ચીક નદીની સાથે સાથેના રસ્તા ઉપર જતાં હતાં. તે રસ્તો તેમને ગુલાબી નેતરનાં વૃક્ષોનાં જંગલોમાં લઈ ગયો હતો. જ્યારે તેઓ તેમાંથી નીકળી ગયાં ત્યારે નદી તો ક્યાંય દૂર હતી. પણ એકદમ તેમની સામે જ પારદર્શી વાદળી પાણીની સપાટી ઝાંખી ઝાંખી દેખાતી હતી. તે તળાવ હતું.

આ વિશિષ્ટ પ્રકારનું તળાવ હતું. તે મુખ્ય નહેરમાંથી પાણી લેતું હતું. પછી ફંટાઈને ફરીથી પાછું નદીમાં પડતું હતું. તળાવમાં પાણીનો પ્રવાહ ભાગ્યે જ જોઈ શકાય તેવો હતો; અમુ-દાર્યાનું કાંપથી ભરેલ પાણી ઝરણાંનાં પાણી જેટલું સ્વચ્છ અને પારદર્શી થઈ ગઈ હતું. હાલના વર્ષોમાં અમુ-દાર્યા વધારે ને વધારે પાછી હઠી ગઈ હતી અને તેથી તળાવ અને નદી વચ્ચે મોટો બેટ બની ગયો હતો. જ્યાં ગામમાંથી જેઠીમધનાં મૂળિયાં એકઠાં કરનારાંઓ પોતાનાં ઢોરોને ચરાવવા માટે લાવતાં હતાં અને કાંપવાળી ફળદ્રુપ જમીન ઉપર તરબૂચ ઉગાડતાં હતાં.

રહીમ-આગા, આર્સલન અને બુબેન્ચીક તિમોથી ઘાસ ઊગેલાં તેનાં કિનારા ઉપર ઊભાં રહ્યાં.

જ્યારે સામેના કિનારાએથી હોડી ઊપડી ત્યારે મોટરનો ઘરઘરાટ થયો. થોડી ક્ષણો બાદ રહીમ-આગાનું સાદર અભિવાદન કર્યાં પછી હોડીનાં છોકરાંએ તેઓ ત્રણેને મોટરબોટમાં બેસાડયાં. તેઓ તળાવની સાથે સાથેનાં તરબૂચનાં મેદાનો તરફ આગળ વધવા લાગ્યાં.

"અમે આ વર્ષે ત્યાંથી શીટ માછલીઓ પકડી હતી!" ખૂબ ઊગેલાં નેતરોવાળી નાની ખાડી તરફ આંગળી ચીંધતા છોકરો મોટેથી બોલ્યો.

"મોટર બંધ કર! હું સાંભળી નથી શકતો!" રહીમ-આગાએ વળતી બૂમ પાડી.

છોકરાએ મોટર બંધ કરી. તરત જ બોટ પાણીમાં સ્થિર થઈ ગઈ. તળાવ ઉપર શાંતિ છવાઈ ગઈ.

"મેં કહ્યું અમે પેલી નાની ખાડીમાંથી શીટ માછલી પકડી હતી. બાર કિલોની!"

"ખોટું નથી! તમે જાળી વાપરી હતી?" રહીમ-આગાએ નવાઈ પામતાં પૂછ્યું.

"ના, અમે તેને લલચાવવા ખાજનો ઉપયોગ કર્યો હતો. તેઓએ પેલાં નેતરમાં ઈંડાં મૂક્યાં હતાં. તેમના ઈંડાં દોરી ઉપર કાળાં મણકાં જેવાં છે. તેઓ એક નેતરથી બીજા સુધી કતારમાં ગોઠવાયેલાં હતાં. માછલીઓ પોતે જ નજીકમાંથી તેમની ઉપર નજર રાખતી હતી. અમે એક નાની માછલી પકડી તેને આંકડા ઉપર મૂકીને તેને પાછી નાની ખાડીમાં ફેંકી. તેનાં પાણીમાં પડતાં જ ખળભળાટ ઉત્પન્ન થયો. તેની સાથે જ શીટ માછલી નજરે પડી. તે ડરી ગઈ હતી કે કદાચ ઘુસણિયો તેનાં ઈંડાને હોઈયાં કરી જશે. તે માછલીની પાછળ ગઈ અને પકડાઈ ગઈ. તે અમારી હોડીને તળાવ પસાર કરી આખા રસ્તે ઘસડી લાવી અને લગભગ ઢીલી થઈ તૂટી ગઈ."

"તું અમને અહીં જ છોડી દઈ શકે છે! અમે બાકીના રસ્તે પગપાળાં જઈશું." રહીમ-આગાએ કહ્યું.

બેટ ઉપર તિમોથી ઘાસની ઊંચી ઊંચી ઝાડીઓ ઊગેલી હતી. તેમની પીંછાદાર ટોચો દૂરથી રખડુઓના તંબુઓ જેવી દેખાતી હતી. અંજીરનાં વૃક્ષોની લાલ ટોચો તેમની વચ્ચેથી નજરે પડતી હતી.

"અરે બાપરે!" આર્સલનની ભયના કારણે નીકળેલી ચીસ બીજા જ ક્ષણે આનંદના આશ્ચર્યોદ્ગારમાં પરિવર્તિત થઈ ગઈ. તેતરોનાં ઝુંડે પોતાનાં પગો નીચેની પાંખો એવી રીતે ઉપાડી જાણે કે કિંમતી પથ્થરોનો ફૂવારો અચાનક જમીનની નીચેથી ન ઊછળી આવ્યો હોય!

"જો-કુર, જો-કુર!" તેમની શાંતિ ભંગ કરતી પણ મંત્રમુગ્ધ કરતી ચીચીયારો ગૂંજી ઊઠી.

"દાદા! મને બહુ જ ખુશી થઈ કે આપણે અહીં આવ્યાં!" આર્સલન આનંદને કારણે બૂમ પાડી ઊઠયો.

રહીમ-આગાએ મલકાતાં પોતાનો હાથ નાના છોકરાનાં ખભા ઉપર મૂક્યો. આર્સલને પોતાનો હાથ બુબેન્ચીકની ગરદન ઉપર મૂક્યો. તેઓએ આ બેટનાં અદ્ભુત આશ્ચર્યોનું નિરીક્ષણ કરતાં ચાલવાનું ચાલુ રાખ્યું.

"આ નેતર તરફ જો! તેમાંથી સુંદર ચટાઈ બનાવી શકાય. આજકાલ જવલ્લે જ કોઈ હવે તે બનાવે છે." રહીમ-આગાએ પોતાનાં પૌત્રને કહ્યું.

બિલકુલ તેમનાં રસ્તા ઉપરથી પસાર થતું સસલું દોડી ગયું.

"દાદા, ગયા વર્ષે તમે અહીં જ સસલાંઓને બચાવ્યાં હતાં?"

"સફેદ નેતરનાં ઝાડ વિલો સાથેનાં પેલાં ઢોળાવને જુએ છે? ગયા વસંતમાં અહીં ચારે બાજુ પાણી ચઢી આવ્યું હતું. આખો બેટ ડૂબી ગયો હતો. બધાં સસલાં ભેગાં મળી વિલોની ફરતે લપાઈ ગયાં હતાં. પાણી હજી પણ વધી રહ્યું હતું અમે તેઓ બધાંને

કોથળાઓમાં લઈ લીધાં હતાં. પછી તેમને બીજી બાજુ લઈ ગયાં હતાં. જ્યારે અમે કોથળાં ખોલ્યાં ત્યારે તેઓ બધાં જ વીજળીનાં ઝબકારાંઓની જેમ છૂટયાં હતાં."

તેમનાં રસ્તામાં એક મોટાં શેતૂરનાં ઝાડનાં પડેલાં થડનો અવરોધ હતો.

"ચાલો આપણે બેસીએ અને તળાવનો અવાજ સાંભળીએ," રહીમ-આગાએ કહ્યું.

આર્સલન બેઠો, જ્યારે બુબેન્ચીક નજીકની ઝાડીઓનાં પાંદડાં ચરવાં નીકળી પડયું. પાણીનાં છબાકાનાં હળવાં અવાજો થતાં હતાં જાણે કિનારા સાથે ગોષ્ઠી કરી રહ્યાં હોય.

# બહારથી લીલું પણ અંદરથી લાલ

તડબૂચના મેદાનના છેડે નેતરનાં ઝાડની નાની નાની લટકતી ડાળીઓની નીચે કામચલાઉ આશ્રયસ્થાન હતું. સૂકાં નેતરનાં પૂળાંનાં ચાર થાંભલા બાંધેલાં હતાં. જે બે બાજુઓ ઉપર દીવાલ તરીકે કામમાં લેવાતાં હતાં અને છાપરું સાદી ચટાઈનું બનેલું નીચેની તરફ લટકતું હતું.

"ઠીક તો આપણે અહીં આવી ગયા!" જૂની ફેલ્ટની શેતરંજી ઉપર આશ્રયસ્થાનની છાયામાં ગોઠવાતાં રહીમ-આગાએ કહ્યું. "મને તરસ લાગી છે. મારા માટે તડબૂચ લઈ આવ, દીકરા."

પોતાના માલિકની પાછળ પાછળ જવા માટે તૈયાર બુબેન્ચીક પણ નેતરના ઝાડની નીચેની આરામ કરવાની જગ્યાએથી ઊઠયું. પણ આર્સલને તેની તરફ ફરીને પોતાનો હાથ હલાવ્યો:

"અહીં જ રોકાઈ જા! હું બહુ દૂર નથી જતો."

બચ્ચાંએ માની લીધું, પણ જ્યાં સુધી તેણે આર્સલનને પોતાના રસ્તે પાછો ફરતો જોયો ત્યાં સુધી રાહ જોતું પડી રહ્યું.

"દાદા, આ મોટા દળદાર તડબૂચ તરફ જુઓ! હું મહામુશ્કેલીએ તેને ઉપાડી શકું છું!"

આર્સલને તડબૂચ નીચે જમીન ઉપર ફેંક્યું. તે નીચેનાં આશ્રયસ્થાનમાં ગબડી ગયું.

તડબૂચના સૂકાઈ ગયેલાં ભાગ તરફ આંગળી ચીંધતા આર્સલને કહ્યું, "દાદા જુઓ! કદાચ છછુંદર-રાતકીડાએ તેને કોતરી ખાધું હતું."

દાદાએ વાત માનતાં કહ્યું, "અહીં આસપાસ રાતકીડાઓ બહુ છે. પણ સમસ્યાનાં બે પાસાંઓ છે. તેઓ ઝાડનાં થડ અને મૂળિયાંઓને કોતરીને ઘણું નુક્સાન કરે છે પણ સાથે સાથે તેઓ ફાયદો પણ કરે છે."

"તેઓ સારું શું કરી શકતાં હતાં?" આર્સલને આશ્ચર્યમાં પૂછ્યું.

રહીમ-આગાએ ચપ્પું બહાર કાઢીને પોતાનાં પૌત્ર સામે ત્રાંસી નજરે જોયું. તેમની આંખોમાં ગૂઢ જ્ઞાનનાં રહસ્યનો ડોળ છલકાતો હતો.

"ચાલ, આપણે જોઈએ કે તું આ કોયડાનો જવાબ આપી શકે છે કે કેમ: 'બહારની બાજુએથી લીલું, પણ અંદરની બાજુએથી લાલ'."

"તડબૂચ!" આર્સલન એકદમ બોલી ઊઠયો. પછી તેની આંખોમાં ભય લપેટાઈ ગયો. "પણ જો તે સફેદ હોય તો?"

"અસંભવ!" તડબૂચનાં બે ભાગ કરતાં રહીમ-આગા દૃઢતાથી બોલ્યાં. "જો આ જ્યોત જેટલું લાલ છે. માત્ર એટલો જ ફેર છે કે તે ગરમ નથી પણ ગળ્યું છે. તું પહેલો ટુકડો ચાખી શકે છે - લે ખાઈ જો!"

આર્સલને ઘેરા લાલ રંગના અર્ધચંદ્રકાર ટુકડાને મોંમાં લીધો અને ચાખ્યો. તેની આંખો આનંદથી બંધ થઈ ગઈ:

"આહ! મધ કરતાં પણ ગળ્યું!" પછી અચાનક પોતાનાં પાળતું બચ્ચાંને યાદ કરતાં તેણે કહ્યું: "દાદા, આપણે બુબેન્ચીકને પણ આપવું જોઈએ કદાચ તે પણ તરસ્યું છે."

બચ્ચાંને ગળ્યાં તડબૂચનો પોતાનો હિસ્સો મળ્યો. તેની ઘંટડી પસંદગીમાં રણકી ઊઠી.

આર્સલને પૂછ્યું, "દાદા, તમે હજી પણ મને એ ન કહ્યું કે છછુંદર-રાતકીડાઓ તરફથી સારું શું મળે છે."

"માત્ર આટલું જ: કેટલીક વખત તમે જોશો તો બધી જ કળીઓ સરસ રીતે ઊગતી લાગશે. પણ પછી અચાનક તમે ધ્યાનમાં લેવાનું શરૂ કરશો કે તેમાંની કેટલીક કરમવાની શરૂ થઈ ગઈ છે અને બીજી એવી લાગે છે કે જાણે કોઈકે કાતર લઈને તેમને કાપી કાઢી હોય. તે ક્ષારો—અમારી ધરતીનો અભિશાપ છે. જમીન નીચેનું પાણી ઊંડે પાતાળમાંથી ક્ષારો ઉપર લાવે છે. અને છોડવાં મરવાનાં શરૂ થઈ જાય છે. બીજો અભિશાપ—સૂરજ છે. અને આ વખતે રાતકીડાઓ મદદ કરે છે. તેઓ જમીનની નીચે ખાડીઓ ખોદી કાઢે છે. જેથી જમીનમાંથી હવા ગળાઈને ત્યાં સુધી પહોંચે છે. આવી ખાડીમાં શ્વાસનક્રિયા કરવી છોડવાંઓ માટે વધારે સહેલ છે. જ્યારે તેઓ ટનલો બાંધવાનું કામ કરે છે ત્યારે છછુંદર-રાતકીડાઓ સાચાં ઇંજિનિયરો છે. તેઓ તેનો સીધો રસ્તો ખોદી કાઢે છે અને જો તેમનાં રસ્તામાં મૂળ આવે છે તો તેઓ તેને કાપીને અલગ કરી નાંખશે. જો ઝાડ હશે તો તેઓ તેને આરપાર કોતરી ખાશે. જો છછુંદર-રાતકીડાઓ ખાસ કરીને વધારે પ્રમાણમાં વધી જાય છે. તો કોયલ ખેડૂતોની મદદે આવે છે. કોયલ માટે છછુંદર-રાતકીડો સ્વાદિષ્ટ ગ્રાસ છે. બીજાં પક્ષીઓ માટે છછુંદર-રાતકીડો પકડવો બહુ મુશ્કેલ છે પણ કોયલ તેમને એકદમ ઝડપી શકે છે જાણે કે તે જમીનમાંથી સીધું બરાબર જોઈ શકતી ન હોય! તે ટનલ સુધી પહોંચવા માટે પોતાની ચાંચ વડે બે કે ત્રણ છિદ્રો કરે છે અને દરેક વખતે પોતાનાં શિકારને પકડી પાડે છે."

આર્સલને તડબૂચ ખાવાનું પૂરું કર્યું અને બળતણ માટે ડાળીઓ એકઠી કરવા દોડી ગયો. દાદા સાંકડા ગળાવાળો જગ લઈને પાણી લેવાં ગયા.

# તુમાખી અકરાંતિયો

રહીમ-આગાએ કહ્યું, "જ્યાં સુધી પાણી ગરમ થઈ રહ્યું છે ત્યાં સુધી ચાલો આપણે ખેતર તરફ જઈએ. તડબૂચો પાકેલાં છે. અમે તેમને જોઈશું અને મુખ્ય વાત આપણે એ જોઈશું કે સોરગમ કેવી રીતે થાય છે."

સોરગમે તડબૂચના ખેતરની ફરતે કોકડા જેવી દીવાલ બનાવી હતી. ગૂંચળાકાર સોરગમ જમીન ઉપર ત્રણ મીટર ઊંચાં વધેલાં હતાં. તે વણ નોતર્યાં મહેમાનોની સામે રક્ષણ માટે બનાવાયેલી વાડ હતી. સોરગમનાં બીજ બાજરીનાં દાણાંઓને મળતાં હતાં.

રહીમ-આગાએ મીઠું સોરગમ ઉપાડયું. તેની સાંઠા જેવી નળીની અંદર મીઠો ખાંડ જેવો રસ હતો. એક વખત મીઠું સોરગમ બાળકોનું મન પસંદ ખાણું હતું. પણ પછી ખાંડ અને મિઠાઈ અપૂર્વ વસ્તુઓ બની ગઈ અને મીઠું સોરગમ ભૂલાઈ ગયું. તથા તેને બી પેદા કરવા છોડી દેવામાં આવ્યું.

રહીમ-આગા ભૂલાયેલા સોરગમને પાછું લાવવા ઇચ્છતાં હતાં. છેવટે તેમણે એક ઘરડાં ખેડૂતનાં બગીચામાં એક છોડ શોધી કાઢયો. ત્રણ વર્ષનાં ગાળામાં તે મીઠાં સોરગમને પાછું લાવવામાં સફળ થયો હતો. હવે તે બીજાંને સામૂહિક ખેતરને આપવાનું સ્વપ્ન જોતાં હતાં.

રહીમ-આગાએ તેનાં છોડવાંઓનાં રોપણ ઉપર નજર નાંખી અને નિર્ણીત કર્યું:

"હવે કાપણીનો સમય છે. અનાજ પાકી ગયું છે. પક્ષીઓ તેને થોડી જ વારમાં બગાડી નાંખશે."

આર્સલને તડબૂચની છાલ જમીન ઉપરથી ઉપાડતાં કહ્યું, "દાદા, જુઓ! તડબૂચમાં કંઈક છે."

"તે સાચી નિશાની છે કે તેઓ પાકેલાં છે!" રહીમ-આગાએ ખડખડાટ હસી પડતાં કહ્યું.

"પણ કોણે તે ખાધું હતું? અને આ જુઓ બીજી છાલ! તે કદાચ ભૂંડ હતું."

"જો તે ભૂંડ હતું તો તે ચોક્કસ આપણને મળ્યું હોત. તેણે આખા ટુકડાને પગ વતી ચગદી નાંખ્યું હોત, ના, તે તો ગિદ્દડ છે જે આપણાં તડબૂચ ખાઈ ગયું છે. ગિદ્દડો બહુ અકરાંતિયાં છે. તેઓ બધાં જ તડબૂચોમાંથી પાકેલાં તડબૂચો સૂંઘી લે છે અને પછી તેને ખાઈ જાય છે. તે બાબતમાં તે બહુ ચોકસાઈવાળાં છે."

"ઓહ, ફરીથી પેલો ગિદ્દડ!" આર્સલન બરાડી ઊઠયો. "પહેલાં તે શેળાને હોઈયાં કરી ગયો. હવે તે અમારાં તડબૂચોની ઉજાણી કરે છે. દાદા, તેના માટે જાળ બિછાવો."

"ગિદ્દડો જાળમાં સપડાઈ આવવામાં બહુ ચાલાક છે. કેટલાંક બિલકુલ નિર્દોષ જંગલી પ્રાણી જાળમાં સપડાઈને નાશ પામી જશે. આપણે ચાડિયો બનાવીશું. ગિદ્દડ વિચારશે કે તે માણસ છે અને તેનાથી દૂર રહેશે."

તેઓએ બિલકુલ તે જ પ્રમાણે કર્યું. તેઓએ થોડી ચા પીધી. પછી આખી ગિદ્ડ જાતિને બીવડાવીને દૂર રાખવા માટે કેટલાંક સૂકાં નેતરમાંથી ચાડિયો બનાવ્યો.

## ત્રણ આંગળાવાળી માદા વરુ

આથમતા સૂર્યની સાથે દાદા અને પૌત્ર સૂવા માટે આડા પડયાં. બુબેન્ચીક નજીકની નેતરના ઝાડની લટકાતી ડાળીઓની નીચે ગોઠવાઈ ગયું.

આર્સલન પડયો પડયો તે દિવસે બનેલી બધી જ ઘટનાઓને યાદ કરતો હતો. તેને એમ લાગ્યું કે તેની આખી જિંદગીમાં તે સૌથી સરસ દિવસ હતો. આજે તે અને તેના દાદા સાચાં સંશોધકો હતાં.

અચાનક વાતાવરણમાં ગિદ્ડનાં ભેદક આક્રંદનો પ્રતિધ્વનિ ગૂંજી ઊઠયો. બુબેન્ચીકની ઘંટડી ભયની ચેતવણીમાં ખખડી ઊઠી.

"બુબેન્ચીક! બુબેન્ચીક!" આર્સલને બૂમ પાડી.

બચ્ચું આશ્રય સ્થાન તરફ પાછું દુડકી આવીને પોતાનાં નાના માલિકની બાજુમાં ગોઠવાઈ ગયું. અચાનક તેની આંખો પહોળી થઈ ગઈ:

"દાદા! તમને ખાતરી છે કે ગિદ્ડો આપણી ઉપર હુમલો ન કરે?"

"ના, મારાં નાનાં અબુધ છોકરાં! તેઓ કાયર છે."

"પણ જો વરુઓ આવે તો શું?"

"વરુઓ ઉનાળા દરમિયાન માણસો ઉપર હુમલો નથી કરતાં."

"ત્રણ આંગળાવાળા વરુ વિષે તમે મને કહેલી વાર્તા યાદ છે? ફરીથી તે કહો!"

"બહુ મોડું થઈ ગયું છે. આવતી કાલે હું તને વહેલો ઉઠાડીશ."

"પણ દાદા! માત્ર આ એક જ વાર્તા મને કહો, હું બીજી કોઈ વાર્તાની માંગણી નહિ કરું," આર્સલને આજીજી કરી.

"ભલે, તો સાંભળ," રહીમ-આગા તૈયાર થઈ ગયાં. "આ બધું જ ઘણાં વખત પહેલા બન્યું હતું."

"કેટલાં સમય પહેલાં?"

"હું તને કહીશ. આપણી વસાહતો બંધાઈ હતી તે પહેલાં આ બન્યું હતું. તે વખતે કોઈ નિશાળો, કે પછી ટ્રેકટરો કે મોટર ગાડીઓ નહોતી."

"અને બાઈસિકલ?"

"બાઈસિકલ પણ નહોતી. તે સમયે હું વિશેષ નિશાળમાં જતો હતો. જ્યાં જુવાનો અને ઘરડાં બધાં જ ભણતાં હતાં. તે દિવસોમાં પાછાં જોતાં આપણાં ગામમાં એક પણ

માણસ વાંચી કે લખી શકતો નહોતો. નિશાળ પડોશનાં ગામમાં હતી. ઘેરથી જવા અને પાછા આવવા બળદ ગાડીમાંનો પ્રવાસ બહુ લાંબો હતો. એક દિવસ જ્યારે ઘેર આવવા માટે અમે ટૂંકો રસ્તો લઈ રહ્યાં હતાં. ત્યારે અમે ત્રણ આંગળાવાળાં વિચિત્ર પટ્ટાં જોયાં. જે વરુ કે મોટાં કદનાં કૂતરાંનાં નિશાનો જેવાં દેખાતાં હતાં. અમારાં ગામમાં ત્રણ આંગળાંવાળો કૂતરો નહોતો. થોડા સમય પછી બે જુવાન છોકરાઓએ તેતરનો શિકાર કરતાં નેતરોની વચ્ચે વરુઓની ગુફા શોધી કાઢી."

"ગુફામાં ત્રણ બચ્ચાં હતાં!" આર્સલન વચ્ચે જ બોલ્યો.

"બરાબર. બચ્ચાં લગભગ સંપૂર્ણ રીતે મોટાં થયેલાં હતાં. છોકરાંઓને તેમને લેતાં ડર લાગતો હતો. તેઓ ગામ તરફ પાછા દોડી ગયાં. સમયસર દરેક જણે પરિસ્થિતિને દૂર કરવા માટે વાતચીત કરી લીધી. પોતાની વસ્તુઓ એકઠી કરી. રાઇફલો ભરવામાં આવી. માદા વરુ અને તેનાં બચ્ચાં એકદમ અદૃશ્ય થઈ ગયાં. પણ બીજા દિવસે તેઓએ જોયું કે વાડામાંથી એક ઘેટાંનુ બચ્ચું ગાયબ હતું. પછીના દિવસે ઘેટું અદૃશ્ય થઈ ગયું હતું અને એ પછીના દિવસે થોડાં વધારે થઈ ગયાં હતાં."

"દાદા! ત્રણ આંગળાવાળી માદા વરુ દસ હૃષ્ટપુષ્ટ ઘેટાંઓને ઘસડી ગઈ હતી," આર્સલન વાર્તા કહેનારને સુધારતો ફરીથી વચ્ચે ટપક્યો.

"ફરીથી તું સાચું કહે છે, દીકરા! આ પ્રમાણે તે થયું હતું. તેઓ દિવસ અને રાત માદા વરુ માટે શિકાર કરતાં હતાં. પણ કોઈ સફળતા ન મળી. પાછળથી ભરવાડો આવ્યાં અને ગામવાસીઓને પરિસ્થિતિ સમજાવી. તેઓએ માદા વરુને ડરાવવાનો પ્રયત્ન કદી ન કરવો જોઈએ. જ્યારે તે ગામની નજીકમાં રહેતી હતી ત્યારે તેણે કદી ઘરેલુ જાનવરોને હાથ પણ નહોતો લગાડયો, તે ખુલ્લા મેદાનોમાં શિકાર કરતી હતી. પણ માદા વરુ ચાલાક હતી. તે વાડાઓનાં બધાં જ રસ્તા જાણતી હતી. જ્યારે તે પોતાનાં સંપૂર્ણ રીતે ઉછરેલાં જોડિયાં બચ્ચાંને વિશાળ મેદાનોનાં લઈ જતી ત્યારે તેણે પોતે જ ગામમાં શિકાર કરવાનું શરૂ કર્યું. તે કુશળ શિકારણ હતી."

"અને તે કદી પકડાઈ નહોતી," દાદાની વાર્તાઓ પૂરી કરતાં આર્સલને જણાવ્યું.

"સાચું, દીકરા, તેઓ તેને કદી ન પકડી શક્યાં. અને હવે તારો સૂવા માટે જવાનો સમય છે."

આર્સલન આરામદાયક સ્થિતિ પ્રાપ્ત કરવા માટે બેચેનીથી આળોટયો અને પછી શાંત થઈ ગયો. પણ તે ઊંઘતો નહોતો. તેણે બહારની બાજુ વિચિત્ર કડકડાટનો અવાજ સાંભળ્યો હતો. સૌથી પહેલાં તે એક જગ્યાએ દેખાયો અને પછી બીજા, જાણે કે તે જમીન ઉપર મુસાફરી ન કરતો હોય. આર્સલને પોતાના હાથના સહારે પોતાને ગોઠવીને અંધારામાં નજર નાંખી. કોઈ પ્રકાશ દેખાતો નહોતો. કદાચ ગિદ્ડો કે પછી તેનાથી પણ વધારે ખરાબ લુચ્ચાં વરુઓ તેમના આશ્રયસ્થાન તરફ ચૂપકીથી આવી રહ્યાં હતાં.

"દાદા, તમે પેલો અવાજ સાંભળ્યો?" આર્સલને પૂછ્યું.

"હા, દીકરા. તે તડબૂચોના કડકડાટ હતા. તેઓ પાકી રહ્યાં છે."

આર્સલન હસ્યો, સીધો સૂઈ ગયો. અને હજી પણ હસતો હતો. તે થોડી જ વારમાં ગાઢ નિંદ્રામાં પોઢી ગયો.

## શાહુડી

"આર્સલન! જાગી જા!"

આર્સલને આંખો ખોલી. સૂર્ય ચળકતો હતો. તે બુબેન્ચીકની ઘંટડીનાં અવાજો સાંભળી શકતો હતો. બચ્ચું નજીકની ઝાડીઓમાંનાં પાંદડાઓ વહેલી સવારથી જ ચરતું હતું.

દાદાએ કહ્યું, "તેં કહ્યું હતું કે તું બધાં જ જુદાં જુદાં પ્રકારનાં જંગલી પ્રાણીઓ જોવા ઇચ્છતો હતો. તેથી ચાલ, આપણે પહેલાં તડબૂચ અને થોડી ચા નાસ્તામાં લઈએ અને પછી હું તને તેમાંનાં કેટલાંક પ્રાણીઓ બતાવવાનો પ્રયત્ન કરીશ. જ્યારે તું હજી ઊંઘતો હતો ત્યારે હું શોધ કરવા નીકળ્યો હતો અને મને મળ્યાં..."

"તેઓ દોડી જાય તે પહેલાં ચાલો આપણે જલ્દી જલ્દી જઈએ!" આર્સલન એકદમ બોલી ઊઠ્યો.

"તે ક્યાંય નહિ દોડી જાય. મેં શાહુડીની જૂની બોડ શોધી કાઢી છે."

"શાહુડીની બોડ ખૂબ જ વિશિષ્ટ પ્રકારની છે: તેનાં ત્રણ જુદાં જુદાં ભાગો છે. એક ભાગમાં નર અને માદા રહે છે, બીજામાં નાનાં બચ્ચાં અને ત્રીજા વિભાગનો જરૂરી વસ્તુઓનો સંગ્રહ કરવા માટે ઉપયોગ કરવામાં આવે છે."

બોડ ખોદી કાઢવામાં આવી હતી. ત્રણે ઓરડાઓ ઉઘાડાં હતાં. ભંડાર ઓરડામાં હજી પણ મૂળિયાં અને કંદોનાં સારાં એવાં ઢગલાં હતાં.

"તેઓ બિલકુલ માણસોની જેમ જ રહે છે!" આર્સલન નવાઈ પામતાં એકદમ બોલી ઊઠ્યો.

દાદાએ કહ્યું, "એક જમાનામાં શાહુડી માનવી હતી. દાદીમા મેંગ્લીએ તને તે દર્દનાક વાર્તા નથી કહી?"

"ના."

"તો પછી સાંભળ. ઘણાં ઘણાં લાંબા સમય પહેલાં એક વખત માણસે પોતાના પડોશી પાસેથી ઊનની આંટીઓ ઉધાર લીધી. પણ જ્યારે પોતાનું ઋણ ચૂકવવાનો સમય આવ્યો ત્યારે તે લોભી થઈ ગયો. તેણે એક આંટી મૂળ આંટી કરતાં નાની બનાવી. પડોશી આ છેતરામણી તરત જ જોઈ ગયો અને ગુસ્સામાં તેણે ઊનના નાના દડામાં કાંતવાની ત્રાક ઘોંચીને એમ કહેતાં અપરાધી તરફ ફંગાવી કે: 'કાંતવાની ત્રાક તારા શરીરને તીરની જેમ વીંધી નાંખે!'

જેવી ત્રાક માણસના શરીરને અડી કે તરત જ તેનું આખું શરીર સોય જેવાં તીરોથી ઢંકાયેલું બની ગયું. આવી સ્થિતિમાં બીજાં લોકોની સામે જવામાં શરમાતો માણસ દૂર દૂર જતો રહ્યો. જ્યાં તેને કોઈ પણ જોઈ શકતું નહોતું. અને આજ દિવસ સુધી પોતાનાં અધમ કાર્યને કારણે લજ્જિત તે માત્ર રાત્રે જ જ્યારે બીજાં બધાં જ ઊંઘી જાય છે ત્યારે જ પોતાની બોડમાંથી બહાર આવવાનું સાહસ કરે છે."

આર્સલન બૂમ પાડી ઊઠયો.



"જુઓ દાદા! શાહુડીની સોય! તે બિલકુલ ત્રાક જેવી જ દેખાય છે! હું તેને લઈ લઉં તો તે ઠીક છે?"

દાદાએ કહ્યું, "લઈ લે, યાદગીરી તરીકે તેને રાખજે. જો કોઈક દિવસ તારામાં લોભની લાગણી ઉદ્‌ભવશે તો તું આ વાર્તા યાદ કરીશ."

## યુદ્ધ

રહીમ-આગા, આર્સલન અને બુબેન્ચીક બેટના કેન્દ્ર તરફ આગળ વધ્યાં. બિલકુલ તે જ ગુલાબી નેતરની જગ્યા તરફ કે જ્યાં આગળ વધતાં ઝરણાંનાં પૂરથી સસલાંઓને બચાવવામાં આવ્યાં હતાં.

અચાનક રહીમ-આગાએ આર્સલનનો હાથ પકડી લેતાં કાનમાં કહ્યું:

"નીચે આવી જા!"

બંને નીચે જમીન ઉપર ચૂપચાપ આડા પડી ગયાં. દાદાએ દૂરબીનમાં જોઈને તે આર્સલનને આપ્યું.

દાદાએ ગુસપુસ કહ્યું, "પેલાં નકામાં ઘાસ ઊગેલાં નાનાં ડુંગરા તરફ જો!"

આર્સલને એકાગ્રતાથી દૂરબીનમાંથી જોયું. તેનું મોં થોડું પહોળું થઈ ગયું:

"બૅજર!"

બીજી જ ક્ષણે તેણે જોયું કે બૅજર એકલું નહોતું—ગિદ્‌ડ આ નાનકડા ગોળમટોળ પ્રાણી ઉપર હુમલો કરવા તૈયારીમાં જ હતું.

ગિદ્‌ડે બૅજરમાં પોતાનાં દાંત ઘૂસાડવાનો પ્રયત્ન કર્યો પણ નાનકડું પ્રાણી દડાની જેમ ઉછળ્યું અને પોતાને ગિદ્‌ડનાં જડબાંથી દૂર કર્યું. તેણે ન માત્ર ગિદ્‌ડનો ધીમે ધીમે નાશ કર્યો પણ તેના ઉપર હુમલો પણ કર્યો. પોતાનાં પાછલાં પગ ઉપર ઊભાં થતાં તેણે આગળનાં પગોનાં પંજા વડે ગિદ્‌ડનું લાંબું નાક ઝડપી લીધું.

"દાદા, ચાલો આપણે જલ્દી કરીએ અને બૅજરને બચાવીએ!" આર્સલન ચીસ પાડી ઊઠયો.

દૂરબીનમાંથી લડાઈ જોતાં દાદાએ જવાબ આપ્યો, "તે આપણી મદદ વિના પણ સંભાળી લેશે. ગિદ્‌ડને પેલાં રસદાર બૅજરને હોઈયાં કરવું ગમશે, પણ તે પૂરતો તાકાતવાન નથી. તે મહામુશ્કેલીએ પોતાનાં પગ ઉપર ઊભું રહી શકે છે."

અને તે સાચું હતું, અચાનક ગિદ્‌ડ પોતાની એક બાજુ ગબડી ગયું. બૅજરે પોતાના આગળનાં પંજા વડે તેને એક છેલ્લો મુક્કો આપ્યો અને એકદમ ઉતાવળે દોટ મૂકી જતું રહ્યું. પોતાનાં ઘાવોને ચાટતું ગિદ્‌ડ નકામા ઊગેલાં ઘાસમાં પાછું જતું રહ્યું.

"આપણે કેટલાં બધાં ચમત્કારો જોયાં!" આર્સલને પોતાનાં પાળતું પ્રાણીને કહ્યું—"તું

માને છે? તું માને છે. આપણે ગિદ્દ સાથે બૅજરની લડાઈ જોઈ. આપણે જોયો શાહુડીનો લોભ. આપણે જોયાં તેતરો અને સાંભળી વાર્તા કે તડબૂચ કેવી રીતે પાકે છે."

## અદ્ભુત ચમત્કાર

તેઓ આગળને આગળ ટાપુના કેન્દ્ર તરફ ચાલવા લાગ્યા.

"તું અદ્ભુત ચમત્કારો વિશે વાત કરી રહ્યો હતો," રહીમ-આગાએ શરૂ કર્યું, "પણ એક વખત મેં સાચો ચમત્કાર જોયો."

"તે કેવો હતો?" આર્સલને પૂછ્યું. તેની આંખો જિજ્ઞાસાથી ચમકતી હતી.

"તે બહુ લાંબા સમય પહેલાંની વાત નહોતી. પણ તું જન્મ્યો તે પહેલાંની હતી. એકદમ સ્વચ્છ આકાશવાળો દિવસ હતો. અને અચાનક જ માથા ઉપર વાદળાંનું ઝુંડ ઘેરાઈ આવ્યું. સૌથી પહેલાં વરસાદનાં છાંટા પડવા લાગ્યા અને પછી કરા વરસવા લાગ્યાં. કરાની સાથે સાથે દેડકાં અને માછલાં આકાશમાંથી નીચે પડવા લાગ્યા!"

"સીધા આકાશમાંથી?" આશ્ચર્યમાં ગરકાવ આર્સલને પૂછ્યું.

"હા! પાછળથી પ્રાંતીય કેન્દ્રમાંથી પ્રચારક ગામમાં આવ્યો અને સમજાવ્યું કે આ ઘટના કેવી રીતે બની હતી. એક શક્તિશાળી ચક્રવાત તળાવ ઉપર ફેલાઈ ગયો અને પાણી તથા તે તળાવમાં રહેનારાં બધાં જ નાનાં પ્રાણીઓને પોતાની સાથે ઘસડી ગયો. તે તેમને દૂરના પ્રદેશ સુધી ઘસડી ગયો અને પછી જ્યારે તેણે જોર ગુમાવવાનું શરૂ કર્યું ત્યારે બધાં જ જીવતાં પ્રાણીઓ પૃથ્વી ઉપર વરસી પડયાં. ચમત્કાર?"

"હા!" આર્સલને કહ્યું. "હું વિચારું છું કે હું તેવો વરસાદ જોઈ શક્યો હોત તો."

"જો તું મારાં જેટલું લાંબું જીવીશ તો તું પણ બધી જ વસ્તુઓ જોઈશ," રહીમ-આગાએ વચન આપ્યું.

## ગરમ રેતી

દાદા અને પૌત્ર ઢોળાવ ઉપર ચઢી ગયાં અને ઊંચા વૃક્ષની છાયામાં બેઠાં.

તેમની અનુરૂપ જગ્યાએથી તેઓ અમુ-દાર્યા અને ટાપુની આસપાસના બળદની ધૂંસરીનાં આકારના તળાવનાં બીજનાં ચંદ્રાકારને જોઈ શકતાં હતાં. તેઓ ઘેટાંઓનાં ધણોને પણ ઓળખી શકતાં હતાં. તળાવના કિનારાઓ પાસે ટાપુ લીલોછમ હતો પણ તે સંપૂર્ણપણે રણદ્વીપ નહોતો. દક્ષિણ દિશા તરફથી ઢોળાવ તરફ પીળી રેતી પથરાયેલી હતી.

સૂર્ય એકદમ માથે ચઢી ગયો હતો. જોકે શરદ ઋતુનાં દિવસો હતાં, તેમ છતાં તે દિવસ બફારાવાળો હતો.

રહીમ-આગાએ પોતાના થેલામાંથી થોડુંક ભૂંજેલું માંસ અને 'ચુરેક' કાઢયાં.

આર્સલને પોતાની પાઉંરોટીનાં બે ભાગ કર્યા. અડધો ટુકડો બુબેન્ચીકને આપ્યો.

"તને ઘરની યાદ નથી આવતી કે આવે છે?" દાદાએ પૂછયું.

"થોડી થોડી," આર્સલને માનતાં કહ્યું.

રહીમ-આગાએ કહ્યું, "આવતી કાલે આપણે ઘર તરફ જવા રવાના થઈશું. જ્યારે થોડીક ઠંડક થશે ત્યારે હું જઈને આપણાં ઘેટાં-બકરાંને જરા જોઈ આવીશ કે તેઓ અહીં ઠીકઠાક છે કે નહિ. આવતી કાલે સવારે આપણે થોડાં સોરગમનાં બીજ એકઠાં કરી શું અને પછી ઘેર પાછા જવા હોડી લઈશું."

જ્યારે રહીમ-આગા અને આર્સલન પોતાનું ખાણું ખાઈ રહ્યાં હતાં ત્યારે બચ્ચું ચરતું ચરતું ધીમે ધીમે ઢોળાવના તળિયા તરફ જવામાં કાર્યરત હતું.

અચાનક તે ભડકેલા અવાજે બેં બેં કરતું એક તરફ કૂદ્યું. તે આર્સલન અને તેના દાદા બેઠેલાં હતાં તે ઢોળાવ તરફ પાછું દોડયું.

આર્સલને ગભરાયેલા અવાજે પૂછયું: "ગિદ્દ?"

દાદાએ હસતાં હસતાં કહ્યું, "સસલું! બુબેન્ચીક ગભરાઈ ગયું. તું જોઈ શકે છે?"

સસલું ભડકીને રેતી ઉપર કૂદી આવ્યું અને ઊછળતું કૂદતું સપાટ મેદાનની પેલે પાર જતું રહ્યું.

"સસલાંનાં બચ્ચાંને પકડવા ઈચ્છે છે?" દાદાએ પૂછયું.

"હા!"

"તો પછી દોડતો જા અને તેને પકડી લે!"

આર્સલને ચિડાઈ જતાં કહ્યું, "પણ તમે જાણો છો કે હું કદી તેને પકડી નહોતો શક્યો."

"તું જરૂર પકડી શકીશ. તે તો હજુ નાનકડું છે. તે ભડકીને રેતી ઉપર દોડી ગયું હતું, પણ રેતી એટલી ગરમ છે. તેનાથી તેનાં પંજાઓ દાઝશે. તે બહુ દૂર સુધી નહિ દોડી જાય."

આર્સલન સસલાની પાછળ તેનો પીછો કરતો ગયો અને તેને પકડી પાડયું. સસલાંએ પોતાનો પીછો કરનારને જોઈને કેટલીક છલાંગો મારી, પણ રેતી દઝાડે એવી હતી. તે શરણે જતું જમીન ઉપર આડું પડી ગયું.

આર્સલને પોતાના ખમીસ વડે તેને ઢાંકી લીધું. તે તેને ઢોળાવ ઉપર લઈ ગયો.

સસલાંને છોડી દેતાં આર્સલને કહ્યું, "તેને આઝાદ દોડવા દો! વળી, મારી પાસે બુબેન્ચીક તો છે જ!"

"જોકે એમ જ વધારે સારું રહેશે." દાદાએ સંમતિમાં કહ્યું. "તેને આઝાદ દોડવા દો."

# હિંમતની કસોટી

જ્યારે રહીમ આગા અને આર્સલન ઘરમાં નહોતાં ત્યારે દાદીમા મૅંગ્લીએ સફાઈનું કામકાજ હાથમાં લીધું હતું. દેખાવ ઉપરથી સ્પષ્ટ હતું કે તે કામ હજી પણ ચાલી રહ્યું હતું. ગાલીચાઓ અને કામળાઓ આંગણામાં લટકતાં હતાં. મોટો તકતો ઘરની સામે દિવાલને ટેકે પડયો હતો.

"બેં-બેં-બેં!" બુબેન્ચીકે ગુસ્સાથી બેં બેં કર્યું. તે તકતા તરફ કૂદ્યો અને જોયું—ગરદનની ફરતે ઘંટડીવાળું બચ્ચું.

એક સાથે બે બચ્ચાં હંમેશાં મુશ્કેલી ઊભી કરે છે.

બીજી જ ક્ષણે આર્સલનનો નરમ મિજાજવાળો નાનકડો મિત્ર તકતા તરફથી પાછળ ગયો, પોતાનું માથું હલાવ્યું અને દુશ્મન તરફ પૂર ઝડપે હુમલો કરવા ગયો. બીજું બચ્ચું પણ પોતાના વિરોધી તરફ ધસ્યું.

"કડડભૂસ!" તકતો નાનાં નાનાં ચૂરેચૂરાં થઈ વેરવિખેર થઈ ગયો.

"બેં-બેં-બેં!" બુબેન્ચીકે ખિન્નતાથી બેં બેં કર્યું.

દાદીમાએ ગુનેગારને સજા આપવાના ઇરાદાથી ઝાડુ ઉપાડયું, પણ રહીમ-આગાએ તેમને રોક્યાં:

"તેને શા માટે મારો છો? તે હિંમતવાન બચ્ચું છે! તે દુશ્મનની સામે પાછું નહોતું પડયું."

આર્સલને પોતાના મિત્રને બાથમાં ભીડતાં કહ્યું:

"દાદીમા, હજુ તે ઘણું નાનું છે! તે ઘણું બધું નથી સમજતું."

દાદીમા મૅંગ્લીએ થોડી વાર માટે તો વિચાર કર્યો. છેવટે તેમણે નિર્ણય કર્યો:

"ગમે તેમ પેલો તકતો બહુ જૂનો અને સમય સાથે ઘસાઈ પણ ગયો હતો. હવે નવો તકતો ખરીદવાનો સમય આવી ગયો છે. જ્યારે આપણે તેમાં જોઈશું ત્યારે કદાચ ફરીથી આપણે જુવાન થઈ જઈશું."

# પરીકથાઓ

શિયાળો આવી ગયો હતો. આસપાસની બધી જ વસ્તુઓ—ધરતી, આકાશ અને નદી, ભૂખરા રંગમાં પરિવર્તિત થઈ ગઈ હતી.

પરોઢ પહેલાં જ આર્સલન જાગી ગયો. દૂર દૂર પવનનો સુસવાટ તે સાંભળી શકતો હતો. એમ લાગતું હતું કે તે બહુ દૂરથી આવે છે. કદાચ ધરતીના છેડેથી પણ હોય.

આર્સલને પૂછ્યું: "દાદા, પેલો પવનનો સુસવાટ છે? કદાચ થોડી જ વારમાં બરફ પડશે, ખરું ને?"

"ના, દીકરા, તે પવન નથી. વરુઓ છે. મારે ઘેટાં-બકરાં ઉપર નજર રાખવા વાડામાં જવું જોઈએ."

દાદાએ પોતાના કોટ અને જૂતાં પહેરીને દીવાલ ઉપરથી બંદૂક ઉતારી.

"બુબેન્ચીક ઉપર પણ નજર રાખજો!" પોતે જાતે અંધારામાં બહાર જતાં ડરતાં આર્સલને કહ્યું.

"જા, પાછો જઈ સૂઈ જા, દીકરા, સવાર પડવાને હજી ઘણી વાર છે." રહીમ-આગાએ કહ્યું.

આર્સલને સ્વપ્નમાં વિચાર્યું, "શિયાળો માત્ર શરૂ જ થયો છે અને હું કેવી રીતે માનું કે અહીં વસંત હતી."

જ્યારે દિવસો બરફ પડયા વિના પસાર થઈ ગયાં ત્યારે શિયાળો વેરાન અને ઉદાસ લાગતો હતો. પણ શિયાળામાં સારાં દિવસો પણ હતાં: તે સમય જ્યારે નાનાં બાળકો દાદી મેંગ્લી અને ગામની બીજી સ્ત્રીઓને ઊન જુદું પાડી કાંતવા માટે તૈયાર કરવામાં મદદ કરતાં. તે દિવસોમાં વાર્તા કહેવાનો કોઈ અંત જ નહોતો આવતો.

આર્સલન હંમેશાં બુબેન્ચીકને પણ સાંભળવા માટે સાથે લાવતો. બચ્ચું બારણામાં જ પોતાનાં આગલાં પગ ઉપર માથું ટેકવી સંકોરાઈને બેસી જતું અને હૂંફાળી જગ્યામાં ઝોકાં ખાતું. આજે ફરી એક વખત સ્ત્રીઓ રહીમ-આગાના ઘેર એકઠી મળી હતી. બાળકોએ ઊન જુદું પાડયું. દાદીમા મેંગ્લીએ ત્રાક ગોઠવી. ઊનનાં રેસાં ઊડવા લાગ્યાં. થોડી જ વારમાં વાર્તા શરૂ થઈ ગઈ.

દાદીમાએ શરૂ કર્યું, "છોકરાંઓ, ઘણાં જૂનાં સમયમાં દુશ્મનો હંમેશાં આપણાં ગામો ઉપર હુમલો કરતાં હતાં. આપણાં ગામનાં લોકો માટે તે બહુ મુશ્કેલ સમય હતો. પણ ગામમાં એક છોકરો ખૂબ જ જોરાવર, હિંમતવાન છોકરો બન્યો. લોકોએ તેની હિંમતને કારણે તેને—બાતુર નામ આપ્યું. અમારાં દુશ્મનો આપણાં ગામથી દૂર રહેવા લાગ્યા. પણ આપણાં લોકોએ શાંતિનો માત્ર બહુ જ ટૂંકા ગાળાનો આનંદ અનુભવ્યો. વિશાળ મેદાન તરફથી દુષ્ટ શક્તિ આવી. બાતુરે પોતાની તીક્ષ્ણ ધારવાળી વાંકી તલવાર લીધી. તે ટેકરી ઉપર ચઢી ગયો. ત્યાંથી તેણે જોયું કે નદીની પેલે પાર વિશાળ મેદાનમાં જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી ઘોડેસ્વાર દુશ્મનો છવાયેલાં હતાં.

તેથી બાતુર એક જૂના ગુલાબી નેતરના ઝાડ પાસે ગયો અને કહ્યું: 'પ્યારાં ગુલાબી નેતરના ઝાડ, મને સંતાડી દે.' અને બાતુરની સામે ઝાડ ખૂલ્યું અને તેને સંતાડી દીધો. તે દરમિયાન દુશ્મનોએ બાતુરને જોઈ લીધો હતો. તેઓ હલ્લો કરવા ટેકરી તરફ ધસી ગયાં. પણ જ્યારે તેઓ ટોચ ઉપર પહોંચ્યાં ત્યારે બાતુર ક્યાંય ન મળ્યો.

તે જ સમયે, કમનસીબી કહો કે, મૅગપાઈએ ઝાડમાંથી લટકતી બાતુરના ઝભ્ભાની ઘેરી લાલ દોરીઓ જોઈ. તે ઉપર ઊડી અને દોરીઓ ખેંચવાનું શરૂ કર્યું. જ્યારે તે ખેંચાઈ ન આવી ત્યારે તેણે કર્કશ અવાજે કા-કા... કરવાનું શરૂ કર્યું. તેથી દુશ્મનોએ પણ લાલ દોરીઓ જોઈ. તેઓ વાંકી તલવારો અને કુહાડીઓથી ગુલાબી નેતર ઉપર હુમલો કરવા ગયા. પણ તેઓ તેનાં પ્રહારોથી માત્ર ઘવાતાં જ હતાં. ગુલાબી નેતરે તેમનાં પ્રહારો સામે હાર ન સ્વીકારી. પછી તેઓએ થડની ચારે બાજુ સૂકી ડાળીઓ પાથરીને પ્રચંડ આગ સળગાવી. આટલું કર્યાં પછી તેઓએ બાતુરનું કામ તમામ કરી લીધું હતું એમ વિચારીને આપસમાં હસતાં જતાં રહ્યાં. જો નાની અબાબીલ ન હોત તો બાતુર ખલાસ થઈ ગયો હોત. તેણે પોતાની ચાંચમાં પાણી લઈ જઈને આગ ઉપર રેડવાનું શરૂ કર્યું. દુશ્મનોએ અબાબીલને પણ જોઈ. પણ તેઓએ વિચાર્યું કે તે આગની આસપાસ મંડરાઈ રહી હતી કારણ કે તેનો માળો ઝાડમાં હતો. તેઓ નજરોથી ઓઝલ થઈ ગયાં. અબાબીલે જ્યાં સુધી આગ બૂઝાવી નાંખી ત્યાં સુધી તે કામ ચાલુ રાખ્યું. બાતુર ઝાડમાંથી જીવતો અને હેમખેમ બહાર નીકળ્યો.

તે દિવસથી લોકો મૅગપાઈને નાપસંદ કરવા લાગ્યાં. તેઓ કહે છે કે તેને તેના કપટ માટે બે વાર સજા કરવાની છે. પહેલું કારણ એ કે તે બીજાં પક્ષીઓ કરતાં વહેલાં પોતાનાં નાનાં બચ્ચાંને સેવે છે અને ઘણી વાર તેનાં તરતનાં પાંખ આવેલાં બચ્ચાં ઠંડીને કારણે નાશ પામે છે. અને બીજું કારણ એ કે એમ કહેવાય છે કે તે પોતાની ચાંચ વડે ઈંડાં મૂકે છે."

આ જ વખતે દાદીમા મૅંગ્લી પળવાર રોકાઈને હસ્યાં:

"ચોક્કસ પણે તેમાં કોઈ સચ્ચાઈ નથી. મૅગપાઈ હંમેશાં ચોર હોય છે. તે બીજાં પક્ષીઓનાં માળાઓમાંથી ઈંડાં ચોરે છે. લોકોએ આ જોયું અને પોતાનાં મનમાં આવ્યું તેમ સમજી લીધું."

"પણ અબાબીલનું શું?" આર્સલને પૂછ્યું.

"તુર્કમેન લોકો અબાબીલને ખૂબ જ ચાહે છે. જ્યારે તેઓ વસંતમાં પાછાં આવે છે ત્યારે દરેકે દરેક આનંદિત થાય છે. તોફાનીમાં તોફાની નાનાં છોકરાંઓ સહિત કોઈપણ કદી અબાબીલનાં માળાને વેરવિખેર કરવાનું વિચારતું નથી."

# દાદાને આર્સલન ઉપર દયા આવે છે

"આર્સલન! તને ઊંઘ આવે છે!" પોતાના પૌત્રને જગાડતાં દાદીમાએ કહ્યું. "ઊભો થા અને બુબેન્ચીકને વાડામાં લઈ જા. પછી તારી પથારીમાં સૂઈ જા."

આર્સલન પોતાનો કોટ અને ટોપી પહેરીને પોતાનાં પાળતું પ્રાણીને વાડા તરફ લઈ ગયો.

બહાર વરસાદ પડતો હતો અને અંધારું હતું. ઠંડી હવા વરસાદનાં સપાટા તેના ચહેરાની

સામે ફેંકતી હતી. જે તેના કોલરની નીચેથી ટપકતાં હતાં. ઠંડી અને ભયનાં કારણે ધ્રૂજતાં આર્સલને વાડાના લોખંડનાં દરવાજાને ધકેલ્યો અને બુબેન્ચીકને બૂમ પાડી કહ્યું:

"અંદર જા!"

પછી તે પાછો ઘરમાં દોડી ગયો.

પણ હકીકત એમ હતી કે દરવાજાં ખુલ્યાં નહોતાં. જ્યારે આર્સલને દરવાજાને ધક્કો આપ્યો હતો ત્યારે તે માત્ર જરા ઝૂક્યાં જ હતાં. બુબેન્ચીક વાડાની બહાર જ આખી રાત વીતાવવા રહી ગયું હતું. વરુઓ રાત્રે ત્યાં આસપાસ ભમતાં હતાં.

બીજી સવારે જ્યારે રહીમ-આગાએ બની ગયેલ ભયંકર હકીકતને જોઈ ત્યારે તેમની આંખોમાં પાણી આવી ગયાં: કેવી રીતે તેઓ પોતાનાં પૌત્રને કહેશે કે હવે બુબેન્ચીક નથી રહ્યું. અને જ્યારે તેઓ ત્યાં ઊભાં હતાં ત્યારે આર્સલને વાડા તરફ દોડતા આવી પૂછ્યું:

"દાદા, બુબેન્ચીક ક્યાં છે?"

રહીમ-આગાએ નિસાસો નાંખતા જવાબ આપ્યો, "તારું બુબેન્ચીક બહુ દૂર છે. ગઈકાલે રાત્રે તેં દરવાજાઓને ધક્કો માર્યો પણ તેમને ખોલ્યાં નહોતાં. બુબેન્ચીકે આખી રાત વાડાની બહાર વિતાવી. આજે વહેલી સવારે વિશાળ મેદાનમાંથી નાનાં સુંદર હરણાંઓનું ધણ આવ્યું. તેઓને બુબેન્ચીક ગમી ગયું અને તેને પોતાની સાથે ખુલ્લા મેદાનોમાં લઈ જવાનો નિર્ણય કર્યો."

જ્યારે આર્સલને પોતાનાં દાદાને સાંભળ્યાં ત્યારે તેની આંખો ભય અને અવિશ્વાસને કારણે ફાટી ગઈ. તેનાં ગાલ ઉપર આંસુ વહેવાનાં શરૂ થઈ ગયાં.

"પણ દાદા, તે ક્યારે પાછું આવશે?"

"જો તે તારાથી વધારે નારાજ નહિ હોય તો તે પાછું આવશે. કોઈક દિવસ તે જરૂર પાછું આવશે." રહીમ-આગાએ જૂઠ્ઠો દિલાસો આપ્યો. ત્યારબાદ તે ભઠ્ઠી સળગાવવા જતા રહ્યા.

આર્સલન ચપળ ચંચળ જાતિનાં હરણાંઓ અને તેમની વચ્ચે ભૂખરાં બચ્ચાંનું દૃશ્ય દૂરથી નજરે પડવાની આશા કરતાં વિશાળ મેદાન તરફ જોતો ઊભો રહ્યો.





# "બે પોપ્લારો" કૂવો

હું કાકા કુલી સાથે કારાકુમ રણ પ્રદેશમાં જાઉં છું. કાકા ભરવાડ છે.

એક વખત ભરવાડો પોતાનાં ઢોરોનાં ધણો સાથે એક જ સમયે ઘણાં લાંબા સમય માટે જતાં હતાં. પણ હવે તેઓ મોટર ગાડીઓમાં પ્રવાસ કરી બે અઠવાડિયાની પાળીમાં કામ કરી શકે છે. કાકા કુલી બીજી પાળીમાં જવા માટે તૈયાર થઈ રહ્યાં છે. અમારો મુસાફરીનો રસ્તો બહુ લાંબો છે. અમારે "બે પોપ્લારો" નામના કૂવા સુધી પહોંચવાનું છે. રણમાં બધાં જ કૂવાઓનાં બિલકુલ માણસોની જેમ જ નામો છે. કૂવાની નજીકમાં બે પોપ્લારો ઊગેલાં છે. ત્યારથી આખા રણમાં માત્ર બે જ પોપ્લારો છે. બધાં જ ભરવાડો તેમને જાણે છે. ભરવાડોના શિબિર પાસે દાદા ચેરી-આગા અમારી રાહ જુએ છે. તેઓ આખું જીવન પોતાનાં ધણો સાથે આ રેતીઓમાં ભટકતાં રહ્યાં છે. વસંતની શરૂઆતમાં જ તેઓ "બે પોપ્લારો" તરફ જાય છે અને જ્યાં સુધી શિયાળો પૂરો થવા ન આવે ત્યાં સુધી પાછા નથી ફરતાં. તુર્કમેનિયામાં શિયાળો ટૂંકો છે.

ઘરડો ડાહ્યો કૂતરો અકબાઈ અને ઊંટ બાઈર પણ અમારી રાહ જુએ છે. તેઓ બધાં જ ઘરડાં છે: ચેરી-આગા, અકબાઈ અને બાઈર.



# રણમાં વસંત

કદાચ તમે વિચારો છો કે કારાકુમ બીજું કંઈ નહિ પણ માત્ર રેતી, નિર્જીવ વેરાન અને ગરમ પ્રદેશ છે. પણ હંમેશાં આવું નથી હોતું.

વસંત ઋતુના સમયમાં દરેકે દરેક છોડવાં અને ઝાડીઓ ખીલે છે. ઢોળાવો કિરમજી રંગની ખસખસનાં છોડવાંઓથી ચમકે છે અને પેલે પાર બધે જ હરિયાળી છે.

ગરુડ માથા ઉપર ઊડતું હતું, કદાચ ગોફર કે સસલાંને શોધવાનો પ્રયત્ન કરી રહ્યું હતું.

હૃષ્ટપુષ્ટ નાની ગેરબીલ રસ્તા ઉપરથી ભાગતી ગઈ અને પોતાની બખોલોમાં કૂદી ગઈ.

અમે જૂનાં ત્યજાયેલાં કૂવાની બાજુમાં આરામ કરવા રોકાયા. ત્યાં અમે નાગ જોયો. તે પોતાની ગરદન ઉપરની કોથળીઓમાંથી હવા કાઢી ઊંચો થયો. પણ અમે તેની નજીક ન ગયાં. હવે સાપો કાયદા દ્વારા રક્ષાયેલાં છે: તેમનું ઝેર દવા બનાવવામાં વાપરવામાં આવે છે.

અમે હરણાંઓનું ટોળું પણ જોયું. કેટલી ઝડપથી તેઓ દોડતાં હતાં!

પછી અમે લાંબો વખત આકાશ જેવા, વિશાળ, તેજસ્વી એવા એક જાતનાં કાગડાને અમારી 'જીપ' ઉપર મંડરાતા જોતાં ઊભાં રહ્યાં.

અમે શિબિર મેદાનમાં પહોંચ્યા તે વખતે સાંજ થઈ ગઈ હતી. મોટો અને સફેદ સૂરજ દૂરની ટેકરીઓને પહેલાં જ સ્પર્શી રહ્યો હતો. ભરવાડો ફેલ્ટના ગલીચા ઉપર બેઠાં હતાં. તેઓ 'કોરમા'—ઘેટાનું ભૂંજેલું માંસ ખાતા હતાં અને ચા પીતાં હતાં.

ચેરી-આગા કાકા કુલીનું અભિવાદન કરવાં ઊભાં થયાં અને મારાં ખભા ઉપર હાથ મૂક્યો.

ઘેટાં એક બીજાં પાછળ સંતાતા ઊભાં હતાં. તેમણે નવ આગંતુકો તરફ જોવાં પોતાની ગરદનો લાંબી કરી. ચેરી-આગાના મદદનીશે ઊંટને લાદી દીધું. તે વિશાળ મેદાનનાં શિબિર માટે ખોરાક, પાણી અને બીજી જરૂરી વસ્તુઓ લઈ જતું હતું. ધણો ત્યાં મધરાત સુધી ચરવા માટે જાય છે અને આરામ કરે છે. દિવસ દરમિયાન ખૂબ જ ગરમી હોય છે.

કાકા કુલીએ ઝડપથી પોતાનાં ભારે પગરખાં બદલ્યાં. જેથી પોતાનાં પગને કદાચ અંધારામાંથી અચાનક નીકળી આવતા વીંછી, અને સાપનાં કરડવાથી અને કાંટાઓથી રક્ષણ મળે.

ચેરી-આગાએ કાકા કુલીને કહ્યું, "દીકરા, બેસ. આરામ કર. તું મુસાફરીથી થાકી ગયો હોઈશ."

"મેં પૂરતો આરામ પહેલાં જ કરી લીધો છે, ચેરી-આગા. વિશાળ મેદાનમાં જવા માટે હું રાહ નથી જોઈ શકતો."

"હું પણ આવી શકું છું?" મેં પૂછ્યું.

ચેરી-આગાએ વચન આપ્યું: "તું મારી સાથે આવતી કાલે આવી શકશે. આજે આપણે ચા પીશું અને તારાઓ જોઈશું."

"તમે મને વાર્તા કહેશો?"

"ચોક્કસ."

## ચેરી-આગાની વાર્તા

સૂરજ આથમી ગયો હતો. થોડી જ વારમાં રણમાં અંધારું છવાઈ ગયું હતું.

મારો મિત્ર બાઈર તંબુની પાછળથી આવ્યો. મને ઓળખતાં તે આગળ આવ્યું અને પોતાની ગરદન તથા બાજુ લંબાવી. ઊંટ નિસાસો નાખી પોતાનાં ઘૂંટણ ઉપર નીચે બેઠું. તે પણ ચેરી-આગાની વાર્તાઓ સાંભળવા આવ્યું હતું.

ચેરી-આગા ધીમે ધીમે બોલતાં હતાં જાણે કે પોતાનાં જ શબ્દોનાં ધ્વનિને ન સાંભળતાં હોય. જેવાં તેઓ એક વાર્તા કહેવાની પૂરી કરતાં કે તરત જ બીજી શરૂ કરતાં.

ઘરડું અકબાઈ બિલકુલ અવાજ કર્યા વિના અંધારામાંથી આવ્યું અને ચેરી-આગાની બાજુમાં આડું પડયું.

"ઘણાં વર્ષો પહેલાં એક વખત કેટલાંક શ્રીમંત જમીનદારો રહેતાં હતાં. તેની પાસે એટલાં બધાં ઘેટાં અને ઘોડા હતાં કે તે તેમની ગણતરી નહોતા રાખી શકતા. પણ દરેક જણ જાણે છે તે પ્રમાણે માણસ જેટલો વધારે પૈસાદાર તેટલો વધારે કંજૂસ બને છે. આ જમીનદાર જો કોઈપણ ભરવાડ તેનાં ઢોરોને ખોઈ દેતો તો તેને હિંસક સજાઓ આપતો." ચેરી-આગાનો અવાજ પ્રવાહનાં ખળભળાટની જેમ નરમ અને મધુર હતો. "દુર્ભાગ્ય હંમેશાં ગરીબની પાછળ પાછળ આવે છે. એક વખત એક ભરવાડ પોતાનાં દીકરાને ધણની સંભાળ લેવા છોડીને ગામમાં ગયો. માત્ર એક જ દિવસમાં નાના છોકરાએ બે ઘોડાંઓ વિશાળ મેદાનમાં ખોવી નાખ્યા.

તે જમીનદાર પાસે દોડી ગયો. તેના ઘૂંટણે પડી રડવા લાગ્યો:

'ઈકી આત યોક! બે ઘોડા ખોવાઈ ગયાં છે!'

'જા તેમને શોધી કાઢ!' તેના માલિકે બરાડો પાડયો. 'જો તું નહિ શોધી કાઢે તો હું તને એવાં તો કોરડા મારીશ કે તું કદી નહિ ભૂલે!'

જમીનદાર પાસે જાડો કોરડો હતો. તેમાં વચ્ચે લોખંડનાં આંકડા ગૂંથેલાં હતાં. જે વરુનાં પહોળાં જડબાંઓ કરતાં પણ વધારે ભયાનક હતો.

નાનો છોકરો વિશાળ મેદાનમાં ધસ્યો. તે શોધતો રહ્યો, શોધતો રહ્યો, પણ ક્યાંય ઘોડા શોધી ન શક્યો. પછી તેણે ઊંચી ટેકરી ઉપર ચઢીને પ્રાર્થના કરી:

'અરેરે, જો મારી પાસે માત્ર પાંખો હોત તો, હું ઘોડા શોધી કાઢીને મારાં ગામમાં માતાપિતા પાસે પાછો ફરી શક્યો હોત!'

એમ લાગતું હતું કે તેણે પ્રાર્થના માટે યોગ્ય સમય પસંદ કર્યો હતો, કારણ કે અચાનક તેની પાંખો ફૂટી નીકળી. તે ટેકરીઓ અને પર્વતો ઉપર ઊડયો. તેની પાંખો પેલાં બાજની પાંખો જેવી હતી.

બીજાં હિંસક પક્ષીઓ તેના રસ્તાથી દૂર રહ્યાં. પણ તેમ છતાં હજી તે ખોવાયેલાં ઘોડાઓ શોધી શક્યો નહોતો.

'ઈકી આત યોક! ઈકી આત યોક!' તે નિરાશામાં બરાડી ઊઠયો.

અને આમ તેનું નામ પડી ગયું 'ઈકી આત યોક'—જેનો અર્થ છે—કોયલ પક્ષી.

કોયલ માળા નથી બાંધતી, પોતાનાં ઈંડાં નથી સેવતી. તેની પાસે તે બધાં માટે સમય નથી કારણ કે તે હંમેશાં ઘોડાઓની શોધમાં વ્યસ્ત રહે છે. કોયલ બીજાં પક્ષીઓનાં માળામાં પોતાનાં ઈંડાં મૂકે છે—તેનાં બચ્ચાંઓને એક વખત જ્યારે સંપૂર્ણ પાંખો આવી જાય છે ત્યારે તેઓ તેમનાં પાલક માતાપિતા પાસેથી ખોવાયેલાં ઘોડાઓની શોધમાં ઊડી જાય છે. તેઓ શોધતાં જાય છે, શોધતાં જાય છે, પણ કદી તેમને શોધી નથી શકતાં."

આપણે ચા માટે પાણી ઉકાળવા માટે જે થોડી આગનો ઉપયોગ કર્યો હતો તે લગભગ ઓલવાઈ ગઈ હતી. માત્ર એક જ નાના કોલસાએ અચાનક ધગધગ બળવાનું શરૂ કર્યું. પણ જ્યોત પકડવા માટે તે બહુ કમજોર હતો. તે પણ ઓલવાઈ ગયો. પછી થોડી ક્ષણો બાદ તે આપોઆપ ખેંચાયો અને ફરી એક વખત લાલચોળ થયો.

"ચેરી-આગા, તમે પક્ષીઓ વિષે કોઈ બીજી વધારે વાર્તાઓ જાણો છો?"

ચેરી-આગાએ એટલી સરળ હલચલ સાથે પોતાનાં પ્યાલામાં થોડી વધારે ચા રેડી કે મને લાગ્યું કે હું તે સ્વપ્નામાં જોઈ રહ્યો હતો.

"મારાં અબુધ દીકરા, દરેકે દરેક જંગલી પક્ષી અને પ્રાણી વિષે લોક વાર્તા છે. હું તને હૂપૂ પક્ષી વિષે કહીશ. કદાચ તેં તેને જોયું હશે. તે વિવિધ રંગનાં પીછાં અને ઘેર રંગની કલગીવાળું છે."

"હા, ચેરી-આગા."

ચેરી-આગા એ શરૂ કર્યું, "તો વાર્તા આમ છે. એક વખત એક સ્ત્રીએ બે જુવાન છોકરીઓને ઉછેરી. એક તેની પોતાની અને બીજી ઓરમાયી દીકરી હતી. તેની પોતાની દીકરી સારી સંભાળથી ઉછેરી જ્યાર ઓરમાયી દીકરી પરોઢથી સંધ્યાકાળના સમય સુધી વૈતરું કરતી. તેની ઓરમાન મા એટલી સખત રીતે તેની સાથે વર્તતી હતી કે બિચારી ગરીબડી પાસે પોતાનાં વાળ ઓળવા જેટલો પણ સમય ન રહેતો.

એક વખત ઓરમાન માએ તેને થોડું દૂધ ઉકાળવાનો આદેશ આપ્યો. છોકરીએ આગ સળગાવીને કાટલામાં થોડું દૂધ રેડી તેને આગ ઉપર મૂકીને પોતાનાં વાળ ઓળવાનું શરૂ કર્યું.

તુર્કમેન સ્ત્રીઓને વસંતનાં બરફ ઓગળવા દરમિયાનમાં પર્વતનાં પ્રવાહ જેટલાં લાંબા અને જાડા વાળ હોય છે.

છોકરીએ પોતાનાં વાળમાં કાંસકો ફેરવ્યો, પણ તે જરાય હાલ્યો નહિ. તેનું ખરાબ નસીબ પણ એવું કે બિલકુલ તે જ ક્ષણે કીટલીમાંથી દૂધ ઊકળીને ઊભરાઈ ગયું.

ઓરમાન મા તંબુમાંથી બહાર દોડી આવી. તે ઓરમાન દીકરીને હાથેથી પકડીને તેને વિશાળ મેદાનમાં એમ કહેતી ઘસડી ગઈ:

'તું સાવ નકામી, હરામી છે, તું જ્યાં પણ જવા ઇચ્છે ત્યાં જઈ શકે છે, પણ મારી મલાઈ પાછી લાવી આપ. તે લીધા વિના પાછા ફરવાની હિંમત કરી તો ખબરદાર!'

છોકરી ડુસકાં ભરતી દોડી ગઈ. તે દોડતી ગઈ અને દોડતી ગઈ. અચાનક તે ઊડવા લાગી. તેના હાથ પાંખો, તેનાં રંગબિરંગી કપડાં પીછાં બની ગયાં અને તેના માથા ઉપરનો કાંસકો હજી પણ ત્યાં ચોંટેલો હતો. છોકરી હૂપૂ પક્ષી બની ગઈ. અને ત્યારથી તે પૃથ્વીના ચારે ખૂણે ઊડી રહી છે. જ્યારે તે ઊડે છે ત્યારે બૂમો પાડે છે: 'હૂપ! હૂપ! દૂધની મલાઈ તું ક્યાં છે?'

જેમની આંખો એકદમ તીક્ષ્ણ નજરોવાળી છે તેનાં માથા ઉપર નાનો કાંસકો જોઈ શકાય છે. પણ હમણાં પણ તેની પાસે પોતાનાં વાળ ઓળવા માટે સમય નથી."

# સવાર

ચેરી-આગાએ—આપણાં લોકો દ્વારા શિકારીઓને અપાયેલાં નામ—મેરગેન વિષે અને વિધવાનો દીકરો મહમ્મદ વિષે વાર્તા કહી. મહમ્મદે દુષ્ટ દેવનાં છૂપાં રાજ્યમાં પોતાનો રસ્તો બનાવ્યો હતો. દેવનો વધ કર્યા પછી અને ખૂબસૂરત પરીને બચાવ્યા પછી તે પક્ષી સુમરુગ ઉપર ઊડી ગયો... પણ તે ક્યાં ઊડતો હતો? અચાનક મેં અનુભવ્યું કે પક્ષીના લીલમ જેવાં પીંછા ઉપર પડેલો મહમ્મદ નહોતો પણ હું હતો! તે હું ઊડતો હતો! અજવાળું થવા લાગ્યું હતું. મેં આંખો ખોલીને જોયું તો સૂરજ માથે ચઢી ગયો હતો.

ઘેટાં તેમનાં રાતનાં ચરવાનાં કામેથી પાણીની જગ્યાએ પાછાં આવી ગયાં હતાં.

મેં પણ એ વિચાર કરવાનો શરૂ કર્યો હતો કે ઘેટાં ભજાગેપ પ્રાણીઓ છે તેઓ ખોટાં છે. તેઓ બુદ્ધિશાળી પ્રાણીઓ છે. અમારાં ઘેટાઓનાં ધણની સંખ્યા લગભગ હજાર જેટલી છે, પણ એક જ સમય માત્ર બસ્સો કે ત્રણસો જ ઘેટાં પાણી પી શકે છે. બાકીનાં બીજાં બધાં ઘેટાં શાંતિથી ઊભા રહે છે અને જ્યાં સુધી બીજાં પેટ ભરીને પાણી પી લે ત્યાં સુધી રાહ જુએ છે. એક વાર તેઓ પાણી પૂરું પી લે છે ત્યારે તેઓ પી લીધેલાં ઘેટાં એક બાજુ ખસી જઈ રાહ જુએ છે. તેઓ પાણી પીવાની જગ્યાએ બધાં જ સાથે આવતાં અને ચરવા માટે સાથે જ જતાં.

અકબાઈએ દોડતા દોડતા મારી પાસે આવીને પંજો મારા ખભા ઉપર મૂક્યો. ચેરી-આગા મને બોલાવતાં હતાં તેની આ નિશાની હતી.

## ગુફા

ચેરી-આગા અને હું ધણની સાથે પાછા ફરનાર કુલી-આગાની રાહ જોતાં બેઠાં હતાં. આજે હંમેશાં કરતાં તેઓ વધારે મોડાં હતાં. છેવટે અમે દૂરથી તેમને આવતાં જોયાં. ચેરી-આગા કાકા કુલીની ચાલવાની ઢબ ઉપરથી જ કહી શકતાં હતાં કે તે રાત્રે કોઈ મુશ્કેલી પડી હતી.

અને તેમની અટકળ સાચી હતી: તે રાત્રે એક ઘેટાંની 'કુરદુક' વરુનાં હાથમાં આવી ગઈ હતી. 'કુરદુક'—ઘેટાંઓની કેટલી જાતિઓની જાડી અને માંસલ પૂંછડી છે.

ચેરી-આગાએ કહ્યું, "આપણે ગુફામાં જોવાં જવું જ પડશે."

મેં ભરવાડને પૂછ્યું, "પણ ગુફા ક્યાં છે? વરુએ કેવી રીતે 'કુરદુક'ને ચીરી નાંખી? ઘેટું ઠીકઠાક છે?"

ચેરી-આગાએ કહ્યું, "ઘેટું બચી જશે, અને આવતી કાલે તને પોતાની નજરે ગુફા જોવાની તક મળશે. અમે વિશાળ મેદાનમાં કહેલી કહેવત તું જાણે છે: 'એક નજર સો શબ્દો કરતાં વધારે કિમતી છે.'"

બીજી સવારે અમે વિશાળ મેદાનમાં આગળ વધ્યાં. મેં ધાર્યું હતું કે અમારે લાંબો રસ્તો કાપવો પડશે, પણ લગભગ બે એક કિ.મિ. અમે ચાલ્યાં તે પછી ચેરી-આગા મારી તરફ ફર્યાં અને ગુસપુસ અવાજે કહ્યું: જમીન ઉપર સીધો સૂઈ જા અને જરા પણ હાલતો નહિ!" તેમણે મારી બાજુમાં આડા પડી પોતાનું દૂરબીન કાઢયું અને પછી થોડાંક ત્રાંસા આગળ વધ્યાં. મારી તરફ ફરીને મને પણ પાછળ જવાનું કહ્યું, "તેઓ ગુફા છોડી રહ્યાં છે." તેમણે મારાં કાનમાં કહ્યું. હું બે મોટાં વરુઓ અને ત્રાણ બચ્ચાં જોઈ શક્યો હતો. માદા વરુએ પોતાનાં આગળનાં પંજા નરના ખભાંમાં ખૂંપાવીને ઉઝરડો પાડયો. પણ નર વરુ તેની તરફ ઘૂરક્યું પણ નહિ. મેં ચેરી-આગા તરફ પ્રશ્નાર્થ નજરે જોયું. "તે બહુ થોડા શિકાર સાથે પાછો આવ્યો હતો. માદા પોતાનાં બચ્ચાંને છોડી નહોતી શકતી અને તેને પોતાને જ તેઓ ચારેયને ખવડાવવાનું છે. ઘેટાંનાં 'કુરદુક' લાંબા વખત સુધી ભૂખ્યાં કુટુંબને સંતોષવા માટે પૂરતાં નથી."

"તમે શા માટે જોડિયાં બચ્ચાંઓની પાછળ નથી જતાં?" મેં પૂછયું.

"તેઓએ જોયું કે વરુઓ ઉપયોગી પણ છે. જોડિયાં બચ્ચાં અમારા માટે ભય રૂપ નથી: વરુઓ સામાન્યપણે તેમનાં પડોશીઓને શાંતિથી રહેવા દે છે. વળી એમ લાગે છે કે આ વરુએ માત્ર નિરાશાને કારણે જ આપણાં ધણ ઉપર હુમલો કર્યો હતો. જ્યાં સુધી પેલાં

બચ્ચાં થોડાં વધારે મોટાં થાય ત્યાં સુધી થોડી રાહ જો. ત્યાર બાદ આપણે તેમની પાછળ જઈશું. પણ તેમને જીવતાં જ લઈ જવાં જોઈએ—તેઓને કેળવી શકાય છે."

"વરુઓ આપણાં ઘેટાંની સંભાળ લેશે!" મને નવાઈ લાગી. "કેવાં ડાહ્યાં છે મારાં દાદા! વરુઓ ભૂખ્યા જશે નહિ અને ઘેટાં સલામત રહેશે!"

## તડબૂચ

ચેરી-આગાએ થોડાંક તડબૂચ વાવ્યાં હતાં. રણમાં ઊગતાં તડબૂચ સૌથી વધુ મીઠાં અને સ્વાદિષ્ટ હોય છે!

"હવે રણ ભરવાડોના કામ માટે જવા દો!" જ્યારે ચેરી-આગા કામ કરતાં હતાં ત્યારે તેમણે ફરીથી કહ્યું.

તેમણે તડબૂચનાં બીજોની કેમલનાં કાંટાની કાંટાળી શાખામાં કલમ ખીંટી કરી. થોડી જ વારમાં જૂની રેતીની ટેકરી ઉપરના ઢોળાવ ઉપર હજી બીજો એક નાનો જમીનનો ભાગ તૈયાર કર્યો. જે જગ્યાઓએ બીજાં રણ પ્રદેશનાં છોડવાંઓ ઊગતાં હતાં ત્યાં તડબૂચો વાવવાં નકામાં હતાં. ત્યાં ઘણાં બધાં છાંયડાવાળાં ભાગો હતાં પણ તે છોડવાંઓની વચ્ચે તડબૂચો ખલાસ થઈ જતાં. રણ પ્રદેશનાં સખત છોડવાંઓ જમીનમાંનાં ભેજનાં એકે એક ટીપાંને ચૂસી લે છે.

ચેરી-આગાએ સૂચન આપ્યું, "સૌથી પહેલું કામ તમારે જગ્યાની પસંદગીનું કરવું જોઈએ અને બીજું કામ બીજોનું કાચબાઓ, ગોફરો અને સૂર્યથી રક્ષણ કરવાનું છે. જો બીજારોપણ યોગ્ય રીતે છાયામાં નહિ કરાયું હોય તો ગરમ રેતી કાતરની જેમ તેમનાં મૂળિયાં કાપીને જુદાં કરી નાંખશે. આપણે કાચબાઓને દૂર રાખવા ડાળીઓમાંથી વાડ બનાવીશું. શિયાળ ગોફરોની ખબર રાખશે. શિયાળને પણ તડબૂચ બહુ ભાવે છે. માત્ર બીજ જ નહિ પણ તેનો રસદાર ગલ પણ. બીજી બાજુ ગોફર બીજ સૂંઘીને પારખી લઈ ખોદવાનું શરૂ કરે છે. રેત ઊડવા લાગે છે—તે કોઈ ખોદનાર છે! પણ શિયાળ ત્યાં નજરે પડે છે. તે આ નાનકડા બદમાશને તેની બોચીએથી પકડી લે છે. 'ઓ મૂરખ, છોડવાંઓને વેડફી ન નાખ! જ્યારે તડબૂચ પાકશે ત્યારે અમે તેનો ગલ ખાઈ જઈશું અને હું તારા માટે બીજ રહેવા દઈશ. પણ જો તારા માટે સારું શું છે તે તું નહિ સમજે તો હું તને એક જ કોળિયે હડપી જઈશ!'"

ચેરી-આગા આજે સારા મિજાજમાં હતાં. મેં તેમને પૂછ્યું:

"દાદા, તમે મને તમારી સાથે ધણને ચરાવવા જવા માટે ક્યારે લઈ જવાનાં છો?"

"આજે તું જવા માટે તૈયાર થઈ શકે છે. વિશાળ મેદાનમાં આજે સારો દિવસ થશે. આજે ચંદ્ર પૂરો ખીલ્યો છે."

સાંજ પડતાં ઘરડા ચેરી-આગાએ ફરિયાદ કરવાનું શરૂ કર્યું કે તેમનાં પગમાં બહુ દુ:ખાવો થતો હતો. મારો ઉત્સાહ ઝડપથી ડૂબી ગયો. પણ ચેરી-આગાએ પોતાનાં શબ્દો રાખ્યાં.

"તું કાકા કુલી સાથે જઈ શકે છે," તેમણે કહ્યું.

# ધણની સાથે

કાકા કુલીના પિતા તથા દાદા પરદાદાઓ પણ ભરવાડ હતાં...

પોતાની ભરવાડની ડાંગ ઉપર ઝૂકીને કુલી-આગા રણની મધ્યમાં નિશ્ચલ ઊભાં હતાં. તે એક રાક્ષસ જેવા કદાવર લાગતા હતા. તેમની સામે ટેકરીઓ ઉપર સંધ્યાકાળનો થાકેલો સૂરજ ચમકતો હતો.

અમે ધણની પાછળ ચૂપચાપ સાથે સાથે ધીમે ધીમે ચાલતાં હતાં. સાકાર અને બાસાર કૂતરાઓ અમારી સાથે આવ્યા હતાં. સૂરજ ક્ષિતિજમાં ડૂબી ગયો હતો. પણ રેતી હજી પણ લાય જેવી હતી.

કુલી-આગા નેતાની ઘંટડીનો ઘંટારવ સાંભળવા માટે રોકાઈ ગયાં. ધણનું નેતૃત્વ કરતો ઘરડો બકરો સારો ચારો આવ્યો છે તે પારખી લેતાં જમણી તરફ વળ્યો. ઘેટાં ચરવા માટે તેની પાછળ પાછળ ગયાં. કુલી-આગા થોડાંક ડગલાં ચાલીને ફરીથી રોકાઈ ગયાં. તે પોતાની ડાંગનાં સહારે આથમતાં સૂર્યને ટકટક જોતાં હતાં: સૂરજનાં લાલચોળ કિરણો છેલ્લી વિદાયનો ઝબકારો કરી આરામ કરવાં ડૂબી ગયાં. સૂરજ માટે આરામ પણ અમારા માટે કામની હજુ શરૂઆત જ હતી.

"આવતીકાલ સુધી!" કુલીએ સૂરજને કહ્યું. અમે સાથે સાથે બે કલાક ભટકતાં રહ્યાં તેમાં માત્ર આટલાં જ શબ્દો તેમણે ઉચ્ચાર્યાં હતાં. ધાસ્તીની સંદિગ્ધ લાગણી લાવતું અંધારું મેદાનો ઉપર ફેલાવા લાગ્યું. જરાક જેટલાં ખડખડાટથી હું ચોંક્યો: કદાચ વરુઓ ધણ તરફ ચૂપચાપ આવી રહ્યાં હતાં.

પણ થોડી જ વારમાં ચાંદ ટેકરીઓ ઉપર ઊગ્યો. કાકા કુલીએ ધણમાંથી પોતાનાં ગધેડાને આગળ કર્યો અને તેની ગરદન ફરતે ઘંટડી બાંધી. ગધેડું પોતાની પીઠ ઉપર અમારા માટે ખોરાક, પાણી અને સગડીના પાયા લઈ આવ્યું. જો તે રાત દરમિયાન ભટકતું રહ્યું હોત તો અમે ભૂખ્યાં અને તરસ્યાં જ રહ્યાં હોત.

છેવટે રેતીની ગરમી શમી ગઈ. ઠંડકની નદી રણ ઉપર વહેવા લાગી. ટેકરીઓ ચંદ્રપ્રકાશથી પ્રકાશિત થઈ ગઈ, જાણે કે રૂપેરી ચાંદનીમાં સ્નાન ન કરતી હોય! તે મેદાન ઉપર એટલી તો તેજસ્વી હતી કે પગ નીચેની રેતીનાં કણ બરફના કણોની જેમ ચળકતાં હતાં.

ઘેટાં નિશ્ચિંતપણે ચરતાં હતાં.

કૂતરાં કુલીનાં પગ પાસે આડાં પડયાં. તેમણે પોતાનાં માથાં પંજા ઉપર ટેકવ્યાં. તેમની આંખો બંધ હતી, પણ તેમનાં કાન જરા જેટલા પણ ખડખડાટ સાથે હવાથી હાલતાં પાંદડાંની જેમ બેચેનીથી વારે વારે ખેંચાતાં હતાં. ચોતરફ શાંતિપૂર્ણ વાતાવરણ હતું. આટલી પ્રકાશમય અને શાંત રાત્રિમાં કોઈ વરુ ધણ ઉપર હુમલો કરવાની હિંમત નહોતું કરવાનું.



લગભગ મધરાત્રિના સમયે ઘેટાંઓ ચરતાં ચરતાં રોકાઈ ગયાં અને ખુલ્લી જગ્યામાં આરામ કરવા એક બીજાની પાછળ સંતાતાં એકઠાં થઈ ગયાં.

કાકા કુલીએ તેમની વચ્ચેથી ગધેડાને બહાર કરીને વસ્તુઓ ઉતારી. પછી તેમણે કેટલીક સૂકી ડાળીઓ તોડીને સળગાવી.

તેમણે તાંબાંની કીટલીમાં થોડું પાણી રેડી તેને ઉકાળવા માટે આગ ઉપર મૂકી. થોડુંક પાણી રબરનાં વાડકામાં કૂતરાઓ માટે રહેવા દીધું. સાકારે પોતાનું પાણી ત્યાં ઊભાં ઊભાં પીધું, જ્યારે બાસાર આળસુની જેમ પડયો રહ્યો.

આગ ઓછી હતી પણ તે પૂરતી ગરમી આપતી હતી.

પાણી ઊકળવાનું શરૂ થયું. કાકા કુલીએ કડક ચા બનાવી. જેણે મારું ઘેન ઉડાડી દીધું.

અમે આગથી દસ ડગલાં દૂર એક નાનકડાં ટેકરા ઉપર અમારી ચા પીતાં બેઠાં હતાં. આગની નજીક વધારે લાંબા સમય સુધી રોકાવું ખતરનાક છે: તે રણનાં બધાં જ સરકતાં પ્રાણીઓને આકર્ષે છે. જેમાં પ્રાણઘાતક વીંછી અને કેટલાંક રણનાં ઝેરીલાં કરોળિયાંઓનો સમાવેશ થાય છે.

છેલ્લી સૂકી ડાળી સુધી આગ સળગતી રહી. પછી તે પણ આસપાસની બીજી બધી વસ્તુઓની જેમ જ શાંત થઈ ગઈ. ચાંદની પણ સૌમ્ય થઈ ગઈ હોય તેમ લાગતું હતું. તારાઓ ટમટમી ઊઠયાં, કૂતરાઓ ચોકી કરવા ગયાં અને ઢોરો ઝોકે ચઢયાં.

કાકા કુલી ભરવાડનું સખત ઓશીકું—પોતાની ડાંગ માથા નીચે મૂકી આડા પડયાં. તેમણે ફરી એક વખત આકાશની તરફ તાક્યું. મેં પણ ઉપર જોયું. ત્યાં ધ્રુવનો તારો અને સપ્તર્ષિ આખી રાત ચૂપચાપ સરકતાં રહ્યાં. પરોઢ થતાં ધ્રુવના તારાને વટાવીને નીચેથી સપ્તર્ષિ પૂર્વમાં આવી જશે. અને પછી ટેકરીઓ ઉપર એકલું કૃતિકા નક્ષત્ર જ દેખાશે.

ભરવાડો ખગોળશાસ્ત્રી જેટલું જ આકાશ વિષે જાણતાં હતાં.

એક વખત ચેરી-આગાએ મને કહ્યું હતું:

"દીકરા, સાંભળ, જો તું રણને પોતાનું ઘર બનાવવા ઇચ્છતો હોય તો તારે તારા હાથના પાછળના ભાગની જેમ જેમ જ તેને જાણવું જોઈએ. આકાશને તમારી પાંચે આંગળીઓની જેમ જાણવું જોઈએ. આકાશને જાણ્યાં વિના તમે રણને જાણી નહિ શકો."

ઘેટાં હાલ્યાં અને તેમણે ધીમે ધીમે કૂવાની તરફ પાછાં જવાનું ફરી શરૂ કર્યું. કાકા કુલી અને હું ઊઠયાં અને પાછળ પાછળ ચાલવાં લાગ્યાં.

આકાશ પ્રકાશમય થઈ રહ્યું હતું. વાતાવરણમાં ધૂળ અને ઘાસની મીઠી સુગંધ હતી.

સવારે ચેરી-આગા અમારું ઉત્સાહથી સ્વાગત કરશે અને ખુશબોદાર લીલી ચા પીવડાવશે.

"મારાં નાનાં ભરવાડ, શુભ સવાર!" તેઓ મને કહેશે.

# ઊંટનાં દુશ્મનો

ઝેરીલા કરોળિયાના કરડવાને કારણે ખૂબ પીડા થઈ શકે છે. વીંછીનો ડંખ જીવલેણ પણ થઈ શકે છે. આ પ્રાણીઓ માણસ માટે ખતરનાક છે, પણ ઊંટને કશી જ અસર નથી થતી. તેમ છતાં ઊંટ જેરબીલ કે ગોફરની વસાહતોને આફતની જેમ ટાળશે. આ દરમાં રહેનારાં પ્રાણીઓ આપણા માટે કોઈ સંકટ ઊભું નથી કરતાં પણ ઊંટ માટે તે મજાકની વાત નથી. તે તેમને ગોથાં ખવડાવી શકતું હતું અને વળી પોતાના મોકળાશવાળાં ભૂગર્ભનાં ઘરોમાં પગ પણ તોડી શકતાં હતાં!

# કદાવર ગરોળી

કદાવર ગરોળી રણનાં સુસર તરીકે પણ જાણીતી છે. તે પોતાનાં જડબાં ભયાનક રીતે ધડાક દઈને બંધ કરે છે પણ જો તમે તેની સામે જાઓ તો તે પાછી ફરી દોડી જશે. ધોમધખતા ઉનાળાનાં મહિનાઓ દરમિયાન કદાવર ગરોળી કાચબાનાં માળામાં પોતાનું બિલ બનાવે છે અને ઠંડા મોસમની રાહ જુએ છે.

આ ગરોળીમાંની કેટલીક અડધો મીટર કે એક મીટર જેટલી લાંબી થાય છે. જ્યારે આમાંની કોઈ એક ગુસ્સે ભરાય છે ત્યારે પોતાની જાતને એટલી જોરથી ફૂલાવે છે કે તે ખૂબ જ ભયાનક લાગે છે. એમ કહેવાય છે કે તીક્ષ્ણધારવાળી વાંકી તલવાર પણ આમાંની એક જ સામે નિષ્ફળ છે. કદાવર ગરોળી ઉંદર, ખિસકોલી વગેરેની જાતનાં પ્રાણીઓ ઉપર જીવન ગુજારે છે પણ તેનો મન પસંદ ખોરાક પક્ષીનાં ઈંડાં છે.

# જીક-જીકી

જીક-જીકી દંગ કરે એવું પક્ષીનું નાનું બચ્ચું છે. પોતાનો માળો ઝાડોમાં કે જમીન ઉપર બાંધવાને બદલે તે નાનાં ખાડાઓ કે અવાવરાં કૂવા કે જમીનનાં બીજાં ખુલ્લા ભાગમાં બાંધે છે. લોકો કહે છે કે તે ડરે છે કે આભ તૂટી પડવામાં જ છે. વળી જ્યારે જીક-જીકી પોતાના માળામાં સલામત રીતે ગુપ્ત જગ્યામાં જતું રહે છે ત્યારે પણ તે પોતાનાં નાનાં નાનાં પગોને ઊંચા રાખી ઊંઘે છે. દેખીતી રીતે તે જો એક દિવસ સાચેસાચ આભ કડડ કરતું નીચે આવે તો તેને પકડવા તૈયાર રહેવા ઇચ્છે છે.

# મૈના

રણમાં વસતાં બધાં જ જંગલી પ્રાણીઓ વિષે કહેવું બહુ મુશ્કેલ છે. દાખલા તરીકે ત્યાં રેતીના બિલાડી અને રેતીની લિંકસ છે.

ઘણાં જુદાં જુદાં પ્રકારનાં પક્ષીઓ રણનાં આકાશને પાર કરી આવે છે પણ તેમાંનાં કેટલાંક એવાં પણ છે કે જેઓ આખા વર્ષ દરમિયાન ત્યાં જ રહે છે: મૅગપાઈ, રણની ચકલી, ગરુડ, ઘુવડ, રણનો કાગડો... પણ ભારતીય મૈના પક્ષી દૂર દૂર સુધી સૌથી વધારે પ્રિય છે.

મૈના અબાબીલ કુળની છે. તે કુશળ ગાયિકા છે અને તેને વાતચીત કરવા કેળવી શકાય છે.

એમ કહેવાય છે કે કોઈક ચાઘરનો ઈબ્રાગીમ નામનો માલિક હતો જે મૈનાને પોતાની સંસ્થામાં રાખતો હતો. પક્ષી મુલાકાતીઓનું એમ કહેતાં સ્વાગત કરતું કે: "ઈબ્રાગીમ, મહેમાન આવ્યાં છે." જ્યારે મહેમાન જવાની તૈયારી કરતાં ત્યારે પક્ષી પોતાનાં માલિકને યાદ કરાવતું: "ઈબ્રાગીમ, પોતાનાં પૈસા લઈ લે!"



# સાપ

રણમાં ઘણાં બધાં સાપ છે. પણ તેમાંનાં બધાં જ ઝેરીલાં નથી હોતાં. રેતીનો અજગર અને રૂપેરી તીરવાળો સાપ બંને બિનહાનિકારક છે.

કોબ્રા અને વાઈપરનાં જુદાં જુદાં પ્રકારનાં સાપોથી દૂર રહેવું જોઈએ. સાચું છે, કે ઘણાં લોકો આ ભયાનક પણ ઘણાં જરૂરી પ્રાણીઓની રણમાં શોધ કરે છે. હાલનાં વર્ષોમાં સાપનાં શિકારીઓએ ફરિયાદ કરી છે કે ઘણાં બધાં સાપો ક્ષીણ થઈ રહ્યાં છે. આ ભયજનક નિશાની છે: સાપનું ઝેર ઘણી બધી બિમારીઓનાં નિવારણમાં વપરાય છે.

કારાકુમ રણનો બીજો રહેવાસી છે ઘુઘરિયો સાપ, કેટલીક વખત રાત્રે તમે વિચિત્ર, ઊંચા સૂરમાં ગૂંજતો અવાજ સાંભળી શકો છો. અને તરત જ બધાં જ રણનાં પ્રાણીઓ સચેત થઈ જાય છે—ઘુઘરિયો સાપ શિકારની શોધમાં છે!

# ગોળ માથાની ગરોળી

તુર્કમેનિયામાં આ ગરોળીને 'સારીકેલ્નેઝે' કહેવાય છે, જેનો અર્થ છે "પીળો નિંદક". 'સારીકેલ્નેઝે'ની રેતીનાં અને સૈક્સોલની શાખાઓનાં રંગ જેવી પીળાશ પડતી તપખીરિયા રંગની ચામડી છે. તેને "નિંદક" કહેવામાં આવે છે કારણ કે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કશું જ નથી કરતી પણ તે સૈક્સોલની ઘટાઓ ઉપર નજર રાખતી અને સૂરજની નિંદા કરતી બેસી રહે છે.

'સારીકેલ્નેઝે' ચુપચાપ શાપ આપે છે, તે રેતીમાં લોકોને ઊંધે રસ્તે વાળી સંતાડવા માટે સારું સાધન છે પણ તેનો ક્રોધાવેશ તેને છતી કરે છે. તેના ગળામાંની નાની કોથળી જાણે તેને ઊકળતા પાણીથી ભરવામાં આવી હોય તેમ હાલે છે અને ખળખળ અવાજ કરે છે.

જ્યારે સૂરજ રેતીની ટેકરીઓ પાછળ ડૂબવાનો શરૂ થાય છે ત્યારે 'સારીકેલ્નેઝે' એમ વિચારીને ખુશ થાય છે કે તેનાં ભ્રષ્ટ કરવાથી આકાશનો ગોળો નાશ પામ્યો છે. પણ બીજી સવારે તેજસ્વી સૂરજ આકાશમાં ઊગે છે. 'સારીકેલ્નેઝે' ફરીથી એક વખત તેની નિંદા કરે છે. તેનો ક્રોધાવેશ તેના દુશ્મનો પ્રત્યે પ્રગટ કરે છે. પણ તે રોકી નથી શકતી.

જ્યારે સૂરજ ક્ષિતિજમાં ડૂબી જાય છે ત્યારે 'સારીકેલ્નેઝે' વિચારે છે કે આ બસ છેલ્લી વખત છે. પણ દરેક આવતા દિવસે નવો સૂરજ આવે છે.

# સૂર્યાસ્ત

પિત્તળની ઝાંખી પડેલી ખંજરીની જેમ આથમતાં સૂર્યનું મોટું બિંબ રેતનાં નિઃસીમ સાગરની ઉપર નીચું લટકે છે. આખા દિવસ દરમિયાન તે ધોળાશ પડતાં ભૂખરાં ધુમ્મસમાં આકાશને છુપાવતો નિર્દયતાથી ભડકે બળે છે. પણ સૂર્યાસ્તનો સમય પાસે આવતાં અચાનક પરિવર્તન થાય છે: આસમાન આસમાની થાય છે અને દિવસની ગરમી ધીમે ધીમે ઠંડી પડવા લાગે છે.

રેતનાં નાનાં રજકણો ચળકે છે. ધૂંધવાતી રેતની ટેકરીઓ સૂર્યાસ્ત પહેલાંની આ ક્ષણોમાં શાંત થઈ જાય છે. જ્યારે રાત પડે છે ત્યારે ઠંડી હવાની લહેરો કારાકુમની ટેકરીઓ ઉપર હળવેથી ફેલાશે. રેતની ટેકરીઓ ફરી એક વાર જાગ્રત થશે. સૈક્સોલની શાખાઓ અને બરછટ ઘાસ ખડખડાટ કરશે અને આપસમાં હળવે હળવે ગણગણાટ કરશે.

દક્ષિણનાં મોટાં અને તેજસ્વી તારાઓ રણની ટેકરીઓ ઉપર ઊતરે છે. પણ તે તો માત્ર રાત્રે જ. ક્ષણ વાર માટે બધી જ વસ્તુ શાંત અને નિશ્ચલ છે. અદ્ધર શ્વાસે અમે સૂર્યાસ્ત જોઈને નવાઈ પામ્યા.

સૂરજ દૂર દૂરની ટેકરીઓની ટોચોને સ્પર્શે છે અને રેતનાં મોજાંઓની નીચે ડૂબતાં પહેલાં કારાકુમ તરફ છેલ્લી રાતીચોળ નજર ફેંકે છે. થોડી જ મિનિટોમાં રાત પડશે. દક્ષિણમાં જરા પણ ઝાંખો પ્રકાશ નથી. સૂર્યાસ્તની પાછળ પાછળ તરત જ રાત આવે છે અને સૂર્યોદય દિવસની સૂચના આવે છે.





# શિરદાક અને યારતીગુલોક

જો તમે છો કપટભર્યા વહેવારમાં સારા
કે પછી ચોરને આશ્રય આપનારા
તો તે લાંબુ નહીં ચાલે, જ્યાં સુધી યારતીગુલોક
આવે છે તમારું બારણું ઠોકતો.

આ ગીત બીજો કોઈ નહીં પણ યારતીગુલોક પોતે જ ગાતો હતો. આજે તે પૂરા ખુશ મિજાજમાં હતો. કદાચ તેનો અર્થ એ હતો કે તેણે કોઈક હરામખોરને સારો પાઠ ભણાવ્યો હતો.

યારતીગુલોક ગામમાં રસ્તાની સાથે સાથે મોજથી ફલાંગો ભરતો ચાલતો હતો. તેનું ગીત ચંડોળ પક્ષીનાં કંપયુક્ત અવાજની જેમ ગૂંજી ઊઠયું.

અચાનક તે ચૂપ થઈ ગયો. રસ્તાની એક બાજુ નાના ટેકરા ઉપર નાનકડો માણસ ઊભો હતો. જે યારતીગુલોકના કરતાં લગભગ અડધો હતો.

"સલામ!" ઠીંગણા માણસ તરફ આશ્ચર્યમાં તાકતાં યારતીગુલોકે કહ્યું.

"સલામ!"

"સાંભળ દોસ્ત! મારું નામ યારતીગુલોક છે અને તું કોણ છે?"

"લોકો મને શિરદાક કહે છે," નાનકડા માણસે જવાબ આપ્યો.

"તો તું ટોપ પર કપડાં સાથેની ટોપી છે?"

"હું તે છું."

"અને તું ક્યાં જઈ રહ્યો છે?"

"હું બકરી વેચવા થઈ રહ્યો છું."

"પણ તારી બકરી ક્યાં છે?"

"કોઈક માણસે મારી પાસે આવીને પૂછ્યું: 'તું તારી બકરીનો એક બચ્ચાં માટે સોદો કરીશ? તે તારો રસ્તો વધારે સરળ બનાવશે,' અને તેથી મેં 'હા' પાડી."

"પછી તેં કૂકડા માટે બચ્ચાંનો, ઈંડા માટે કૂકડાનો અને સોય માટે ઈંડાનો સોદો કર્યો... હું તે વાર્તા જાણું છું."

શિરદાકે ચિડાઈ જતાં કહ્યું, "મેં ઈંડા માટે કૂકડાનો સોદો નહોતો કર્યો. મેં સસલા માટે તેનો સોદો કર્યો હતો. અને સસલાંનો આ સુંદર ટોપી માટે. જેને બધાં 'શિરદાક' કહે છે."

"તો પછી જો હું તને સાચી રીતે સમજું તો તેં ન માત્ર બકરીનો ટોપી માટે સોદો કર્યો પણ સોદામાં તને નવું નામ પણ મળ્યું."



"તું એકદમ સાચું કહે છે, યારતીગુલોક. ગીરદેનેક કહીને બોલાવવા કરતાં શિરદાક કહીને બોલાવવું વધારે સારું છે."

અહીં અનુવાદકે બે નાનાં માણસોની વાતચીતમાં વચ્ચે પડી વાચકને સમજાવવું જ જોઈએ કે તુર્કમેન ભાષામાં 'ગીરદેનકે'નો અર્થ છે "ઠીંગણું".

"શિરદાક, તને જોઈને લાગતું નથી કે જ્યારથી તેં તારું નામ બદલ્યું છે ત્યારથી તું ઊંચો વધ્યો હોય?" યારતીગુલોકે પૂછ્યું.

શિરદાકે માની લીધું, "ખરેખર, તેમ છે, પણ ખાતરી માટે હું જાણવા ઈચ્છતો હતો. ચાલ, આપણે આપણી ઊંચાઈ માપીએ."

તેઓ એકબીજાને પીઠ સાથે પીઠ કરતાં ફર્યાં. શિરદાકે અનુભવ્યું કે તે બંનેમાં તે ઠીંગણો છે. તેથી તે જ્યાં સુધી ચારતીગુલોકની સાથોસાથ ઊભો રહ્યો નહીં ત્યાં સુધી પોતાનાં અંગૂઠાની ઉપર ઊભો રહી લાંબો થયો.

"તું જુએ છે!"

ચારતીગુલોકે જવાબ આપ્યો: "હું બધું જ જોઉં છું."

તેઓ બંને ખડખડાટ હસી પડયાં અને પછી નીચે બેસીને આરામ કરવાનો નિર્ણય કર્યો.

શિરદાકે વાતચીત શરૂ કરી, "ચારતીગુલોક, મેં સાંભળ્યું છે કે તને મુસાફરી કરવાનો બહુ શોખ છે. મને કહે—કદાચ તું એવી જગ્યા જાણતો હોય કે જ્યાં તારા અને મારા જેવાં ઠીંગણાં માણસો રમકડાં સાથે રમી શકતાં હતાં? તેઓ બધાં એટલાં મોટાં છે! હું પેડલો સુધી પહોંચી શકું એવી બાઇસિકલ શોધવા માટે કંઈપણ આપવા તૈયાર થઈ જાઉં."

"મોટર ગાડીમાં સવારી કરવી વધારે સારું છે. અને વળી તેના કરતાં પણ વધારે સારું હવાઈ જહાજમાં ઊડવાનું છે. તે બહુ ઝડપી છે," ચારતીગુલોકે કહ્યું.

શિરદાકે ઊલટો જવાબ આપ્યો, "પણ બીજી બાજુ, બાઇસિકલ ઉપર બીજા કોઈને મુશ્કેલી આપવાની કોઈ જરૂર નથી."

## શિરદાક અને દુરદીલી

નાનો છોકરો રડતો હતો. મોટાં છોકરાંઓએ તેનું ધનુષ્ય તોડી નાંખ્યું હતું.

"તું સરસ નાટક કરે છે! જરાક જેટલું કંઈક ખોટું થયું કે તું છોકરીની જેમ રડવા લાગે છે!" શિરદાકે ગુસ્સામાં કહ્યું.

છોકરાએ પોતાની બાંયો વડે આંસું લૂછીને આસપાસ જોવાનું શરૂ કર્યું.

"હું અહીં છું!" શિરદાકે પોતાની આંગળીઓ ઉપર ઊંચા થતાં કહ્યું.

"અરે! કેવી આશ્ચર્યકારક વસ્તુ છે! સાચા માણસની જેમ અને ટોપી કેવી રીતે સરસ છે!" પોતાના તૂટેલાં ધનુષ્ય વિષે બધું જ ભૂલી જતાં છોકરો ખુશ થતાં બોલી ઊઠયો.

"હું કોઈ વસ્તુ નથી. મને શિરદાક કહેવામાં આવે છે."

"શિરદાક?"

"હા, શિરદાક. અને તારું નામ શું છે?"

"મારું નામ દુરદીલી છે!" છોકરાની આંખો ચમકતી હતી—તેણે કદી આવું રમકડું જોયું નહોતું: તે બોલતું હતું, ચાલતું હતું અને વળી દલીલો પણ કરતું હતું!

"હું તને ઉપાડી શકું છું?"

"આગળ વધ!" છોકરાની લંબાયેલી હથેલી ઉપર ચઢતાં શિરદાકે કહ્યું.

દુરદીલીએ ઠીંગણા માણસને તેની તરફ વધારે સારી રીતે જોવા માટે પોતાનાં ચહેરાની નજીક સુધી ઉપાડયો. જ્યારે શિરદાક ઉપર નીચે કૂદાકૂદ કરતો હતો અને ધૂન ગાતો હતો:

એક વખત રહેતો હતો શિરદાક
એક વખત રહેતો હતો દુરદાક
તેઓ બંને બન્યાં એકબીજાંનાં મિત્ર,
અને રહ્યાં મોજથી ત્યારબાદ.

"શા માટે આપણે મિત્રો નથી બનતાં?" દુરદીલીએ પ્રસ્તાવ મૂક્યો. ક્ષણ વાર વિચાર્યા પછી ઊમેર્યું: "જો તું વાસ્તવમાં સાચો છે તો."

"ચોક્કસ, હું સાચો છું!" એક પછી એક પગ ઉપર કૂદતાં શિરદાકે જણાવ્યું.

"તું પડી જઈશ!" દુરદીલીએ ગભરાતાં કહ્યું.

શિરદાક ખોટી ખોટી બડાઈઓ હાંકવાનું લાગ્યો. "મને કોઈ ઈજા નહીં થાય! હું પહેલાં જ ઝાડ ઉપરથી પડી ચૂક્યો છું. અને એક વખત તો ગધેડા ઉપરથી પડી ગયો હતો!"

દુરદીલીએ શિરદાકને નીચે જમીન ઉપર પાછો મૂક્યો અને અચાનક ઉદાસ થઈ ગયો.

શિરદાકે મૂંઝવણમાં પડતાં પૂછ્યું, "તું કેમ રિસાઈ ગયો?"

"આપણે સાચે જ મિત્રો છીએ?"

"સાચે જ."

"તો પછી તું મારી સાથે રહેવા ઘેર આવશે?"

"તારા ઘેર શું કરીશું?"

"રમવા. જો તું ઈચ્છીશ તો વળી હું તને ચોપડી પણ વાંચી સંભળાવીશ. હું જાણું છું કેવી રીતે."

શિરદાક સહમત થયો, "ભલે. ચાલો આપણે જઈએ—જો રસપ્રદ ચોપડી હોય તો વાંચીએ."

તે પરીકથાઓની ચોપડી હતી. તેઓએ મરજી પડી તેમ તે ખોલી. દુરદીલીએ ગધેડાનાં કાનવાળાં રાજા વિષેની વાર્તા વાંચી. રાજાનો હજામ ભયંકર રહસ્ય જાણતો હતો. તે તેના મનને કોરી ખાતું હતું કારણ કે તે જાણતો હતો કે તે કદી કોઈપણ માણસને તેના વિષે કહી શકતો નહોતો. રાજાએ તેનું રહસ્ય ઉઘાડું પાડનાર કોઈપણ માણસનું માથું કાપી કાઢવાની ધમકી આપી હતી. તેથી ગરીબ હજામ ખાલી કૂવા પાસે ગયો અને ત્યાં તે તેનું રહસ્ય મોટે મોટેથી બોલ્યો. સમય પસાર થઈ ગયો. કૂવાની બાજુમાં નેતરનું ઝાડ ઊગ્યું. પછી ભરવાડ સાથે આવ્યો અને નેતરમાંથી પાવો બનાવ્યો. આ પાવાએ રાજાના ગધેડા જેવા કાનોનું રહસ્ય ભરવાડ અને આખી દુનિયા સમક્ષ જાહેર કર્યું.

"ખૂબ જ બોધક વાર્તા છે," શિરદાકે કહ્યું. "તું કોઈ વાત ગુપ્ત રાખી શકે છે, દુરદીલી?"

"ચોક્કસ. હું રાખી શકું છું."

"તો સરસ. માત્ર એટલું યાદ રાખજે, દુરદીલી, જો તું કોઈને પણ આપણી મૈત્રી વિશે કહેશે તો હું અદૃશ્ય થઈ જઈશ."

"કેવી રીતે?"

"માત્ર આવી રીતે."

અને પલક ઝપકતાં જ ઠીંગણો માણસ અદૃશ્ય થઈ ગયો.

"શિરદાક! શિરદાક!" દુરદીલી ગભરાટમાં બરાડી ઊઠયો.

"હું અહીં છું! માત્ર આટલા મોટેથી ન બોલ!" શિરદાક તે જ જગ્યાએ પોતાના કાન ઉપર હાથ રાખીને ઊભો હતો.

"બસ ફરીથી હવે અદૃશ્ય ન થતો!" દુરદીલીએ વિનંતી કરી. "હું કલેમ માછલી જેટલો જ ચૂપ રહીશ. જો તું ઇચ્છશે તો હું તારા માટે કાર્લસાન વિશેની મારી પ્રિય ચોપડી તને વાંચી સંભળાવીશ. તેનો કોઈ અંત નથી પણ મેં તે ગમે તે રીતે વાંચી."

"અંતમાં શું થયું?"

"મારા નાના ભાઈએ તેને ફાડી નાંખી. તે હજી બહુ નાનો છે. પણ ચોપડી એટલી રસપ્રદ છે કે જો તેનો અંત ખોવાઈ ગયો હોય તો પણ કોઈ ફરક નહીં પડે."

"પણ શું તને વાર્તા કેવી રીતે પૂરી થાય છે તે જાણવું નથી ગમતું?"

"હંમેશાં!"

"તો પછી હમણાં આપણે વિદાય લઈએ," શિરદાકે સૂઝાવ આપ્યો, "કદાચ હું નવી ચોપડી શોધી શકીશ."

# પોતાના શબ્દનો માનવી

જેવો શિરદાક ગયો કે તરત જ દુરદીલી ઘરમાંથી બહાર દોડયો. જરા વિચારો—તે જાદુઈ વામણા માણસનો મિત્ર બન્યો હતો! તે સાચે જ ચમત્કાર હતો! પણ જો તે બીજાં છોકરાંઓને શિરદાક વિષે કહે તો તેઓ કદી તેની વાત નહીં માને! દુરદીલી પોતાની બાઈસિકલ ઉપર ચઢયો અને તેનાં પિતા કામ કરતાં હતાં તે તબેલા તરફ ગયો. દુરદીલી અને તેનાં પિતા ગાઢ મિત્રો હતા.

"પાપા!" દુરદીલી જેવો તબેલા પાસે પહોંચ્યો કે બરાડી ઊઠયો, "પાપા, મને એક નવો મિત્ર મળી ગયો! તે આપણી સાથે રહેવાનો છે."

"અને તારો એ નવો મિત્ર કોણ છે?" જરાપણ આશ્ચર્ય દેખાડયાં વિના પિતાએ પૂછ્યું.

"પાપા, તમે તે માનશો નહીં! તે વામણો માણસ છે! હું કેવી રીતે સમજાવું? જેનો અંતનો ભાગ ખોવાયો છે તે પુસ્તક યાદ છે? ઠીક તો, ચોપડીમાંનાં છોકરાનો કાર્લસાન નામે મિત્ર હતો જે છાપરાં ઉપર રહેતો હતો અને તેને મળવા માટે પ્રોપેલરની મદદે ઊડીને નીચે આવતો હતો."

"તારું કહેવું છે કે કાર્લસન તારો પોતાનો મિત્ર છે?" પિતાએ પૂછ્યું.

"કાર્લસન નહીં પણ શિરદાક. તે એટલો નાનો છે કે તમારી હથેળીમાં સમાઈ જાય. ચાલો, હું તમને તે બતાવીશ. તેણે મારી પાસેથી વચન લીધું હતું કે કોઈને પણ અમારી મૈત્રી વિષે એક શબ્દ પણ ન કહેવો. પણ મેં તમારા સિવાય બીજા કોઈને કહ્યું નથી... ચાલો આપણે જઈએ! જલદી!"

"ભલે, આપણે જઈશું," તેના પિતા સહમત થયાં.

દુરદીલીના પિતાએ તેની સાયકલ મોટર સાયકલની બાજુની ગાડીમાં મૂકી અને તેઓ ઘર તરફ જવા આગળ વધ્યાં.

"શિરદાક! તું ક્યાં છે?" પોતાના ઓરડામાં દોડી જતાં દુરદીલીએ બૂમ પાડી.

પણ નાનકડો માણસ ઓરડામાં નહોતો.

"કદાચ તે હજી પાછો નથી આવ્યો! તે ચોપડી શોધવા ગયો હતો."

"દુરદીલી, તું પણ મહાન કલ્પના કરે છે," તેનાં પિતાએ ભવાં ચઢાવતાં કહ્યું. "શા માટે તારે લોકોને તેમનાં કામથી આડાં લઈ જવા જોઈએ? મેં આજે તારી ઉપર વિશ્વાસ મૂક્યો પણ બીજી વખત જો તું હાથી ઘેર લાવે તો પણ હું પરવા નથી કરવાનો હું આવીને જોવાનો નથી!"

"પણ પાપા! તે અહીં હતો!" દુરદીલી એકદમ બોલી ઊઠયો. અચાનક તેણે મેજ ઉપર ચોપડી જોઈ. "પાપા, જુઓ!"

તે છોકરા અને કાર્લસન વિશેની નવી નકોર આખી ચોપડી હતી.

"તે પાછો આવ્યો હતો!" દુરદીલી વાળી પાડતાં બરાડી ઊઠયો. "તેણે પોતાનું વચન પાળ્યું!"

તેના પિતાએ ચોપડી હાથમાં લીધી અને તેના હાથમાં પાછી આપી.

"ચમત્કાર—બીજું કંઈ નહીં! તારા મિત્રનું નામ શું છે?"

"શિરદાક!"

અચાનક દુરદીલી ચોંક્યો અને તેનાં ગાલ ઉપર આંસુ ધારા વહેવા લાગી.

"શું થયું?" તેના પિતાએ આશ્ચર્યમાં પૂછ્યું.

"શિરદાકે પોતાનાં શબ્દો રાખ્યાં, પણ મેં મારાં ન રાખ્યાં. મેં અમારું રહસ્ય બહાર પાડ્યું. હવે તે ફરીથી કદી પાછો નહીં આવે."

દુરદીલીને બાથમાં લેતાં પિતાએ કહ્યું, "જે બની ગયું તે બની ગયું. એક વખત તમે

વચન આપો તો તે તમારે પાળવું જ જોઈએ! માણસનું વચન લોખંડ જેવું મજબૂત હોવું જોઈએ."

દુરદીલીએ ચોપડી પોતાની છાતી સરસી દબાવી અને ચૂપચાપ માથું નીચે કરી લીધું કારણ કે તે જાણતો હતો કે જે ક્ષણે તે પોતાનું મોં ઉઘાડશે તે જ ક્ષણે આંસુ ધસી આવવાનાં હતાં.

## સદોષ યોજના

શિરદાકે યારતીગુલોકને મળવા જવાનો નિર્ણય કર્યો. મોટાં શેતૂરનાં ઝાડની બાજુમાં ઠીંગણું નાનું ઘર હતું. બારણું બંધ હતું અને લાકડી વડે ટેકવાયેલું હતું. તે દર્શાવતું હતું કે માલિક ઘરમાં નહોતો.

શિરદાક જતો જ રહેવામાં હતો કે ત્યાં જ અચાનક તેણે જમીન ઉપર તીરનું નિશાન જોયું. થોડાંક ડગલાં દૂર તેણે બીજું એક તીરનું નિશાન જોયું. સ્પષ્ટ હતું કે તેઓ યારતીગુલોકનો ઠેકાણાં તરફ રસ્તો ચીંધતાં હતાં.

શિરદાક તીરનાં નિશાનોને અનુસરતો અમાન-આગાની વાડીની ફરતોની ઊંચી વાડ સુધી પહોંચી ગયો. તેમાંના લાકડાનાં એક પાટિયાં તરફ તીરનું નિશાન ચીંધાયેલું હતું. શિરદાક પોતાની બધી જ શક્તિ લગાડી પાટિયાં ઉપર ઝૂક્યો. અને તેણે રસ્તો આપ્યો.

વાડી બહુ મોટી હતી. જરદાળુનાં ઝાડો તેમનાં પાકેલાં ફળોનાં ભારથી નીચે ઝૂકતાં હતાં.

ધડામ! સફરજનના કદનું મોટું જરદાળુ શિરદાકના પગ પાસે આવી પડયું.

શિરદાકે પોતાની ડોક ઊંચી કરીને ચારેબાજુ જોયું. શા માટે, ચોક્કસ તેણે જાણી લેવું જોઈતું કે તે યારતીગુલોક તેની ઉપર ફરીથી યુક્તિઓ અજમાવી રહ્યો હતો.

"અમાન-આગાની વાડીમાં તે ઝાડ ઉપર તું શું કરી રહ્યો છે?"

"તારી રાહ જોઉં છું."

"મારા માટે?"

"શિરદાક, તું નાનાં છોકરાંઓ અને છોકરીઓનો સૌથી સારો મિત્ર છે. તેઓ બધાંને અહીં બોલાવી લાવ—હું આ ઝાડ ઉપરથી કેટલાંક અદ્ભુત ફળોને હલાવીને નીચે પાડીશ- જેથી તેઓ બધાં પણ તેનો આનંદ માણી શકશે."

"પણ, યારતીગુલોક, તું ખૂબ સારી રીતે જાણે છે કે અમાન-આગા કરતાં વધારે લોભી બીજું કોઈ નથી. લોકો કહે છે કે તે શિયાળામાં એક ડોલ ભરી બરફમાં પણ ભાગ નથી પાડતાં."

"એ સમય આવી ગયો કે તેમને પાઠ ભણાવવો! મેં બધાં જ બરાબરીનાં કૂતરાઓને

ઊંઘવા માટે શાંત પાડી દીધાં છે. અને અમાન-આગા આજે શહેરમાં છે. જલદી જા અને તારાં આનંદી નાનાં મિત્રોને બોલાવી લાવ."

શિરદાકે પોતાનું માથું ધુણાવ્યું.

"મારાં મિત્રો તેમની માલિકીની ના હોય તેવી વસ્તુઓ કદી નહીં લે."

"પણ જરા આજુબાજુ જો તો ખરો! ઝાડો તેમનાં ફળનાં ભારથી ઝૂકી રહ્યાં છે. અમાન-આગા પોતે કદી આવો પાક પોતાની જાતે એકઠો નહીં કરી શકે. અડધાં જરદાળુઓ ઝાડ ઉપર સડવા માટે છોડવામાં આવશે."

"ના, યારતીગુલોક! તારી યોજના નહીં ચાલે. વસ્તુ એમ છે કે એવી કોઈ યોજના ગોઠવવી જોઈએ કે અમાન-આગા પોતે છોકરાં-છોકરીઓને આવવા માટે આમંત્રણ આપે."

"ઠીક તો પછી! હું કંઈક કરી બતાવીશ!" યારતીગુલોક ઝાડના થડ ઉપરથી નીચે સરકી આવ્યો. "ચાલ આપણે મારા ઘેર પાછા જઈએ."

"મને પણ મન છે. પણ હમણાં હું જાણું છું કે નાની મેંગલીને કોઈક પ્રકારની મુશ્કેલી છે. મારે જવું જોઈએ અને મદદ કરવી જોઈએ."

શિરદાકે પોતાની ટોપી માથા ઉપર થોડી નીચી કરીને સીટી વગાડી. તે જ ક્ષણે કબૂતર નીચે જમીન ઉપર આવી ઊતર્યું. શિરદાક તેની પીઠ ઉપર ચઢી ગયો અને તે ઊડી ગયો.

# મેંગલી અને મુરઘી

રખડતાં કૂતરાએ મુરઘીનાં બચ્ચાંને ઝડપી લીધું. અતિ આવેશમાં કિકિયારી કરતી ઈંડા સેવવાની ઇચ્છાવાળી મુરઘી કૂતરાની તરફ ધસી ગઈ. મેંગલી મુરઘીને મદદ કરવા માટે ઘરમાંથી બહાર દોડી આવી હતી. રખડુ કૂતરાએ મુરઘીનું બચ્ચું પડતું મૂક્યું અને ઊભી પૂંછડીએ નાસી ગયો.

ઝૂકેલી એક પાંખવાળું મુરઘીનું બચ્ચું ધૂળમાં અસહાય બની તરફડતું હતું.

મેંગલી રડી પડી: કેવી રીતે તે આ બિચારાં મુરઘીનાં બચ્ચાંને બચાવે?

"આંસુ તેને મદદ નહીં કરે, તેને દવાની અને સારી સંભાળની જરૂર છે," પાતળા અવાજે કહ્યું.

છોકરીએ આસપાસ ચારેબાજુ જોયું પણ કોઈ નજરે ન પડયું.

"હું તારી સાથે વાત કરું છું. ધ્યાન રાખજે તું મારી ઉપર પગ ન મૂકી દેતી!"

મેંગલીએ પોતાના પગ તરફ જોયું તો તેણે વિચિત્ર ટોપીમાં ઠીંગણા માણસને જોયો.

"તું શિરદાક છે?"

"હું શિરદાક છું."

"તું મને મદદ કરવા આવ્યો છે?"

"ચાલ આપણે કામ કરીએ મેંગલી! જા અને કોઈ જૂની ટોપી કે જૂતાં કામળાનું ચીથરું શોધી લાવ. મુરઘીનાં બચ્ચાં માટે આપણે માળો બનાવીએ!"

"પેલા ચાડિયા ઉપરની ટોપી ચાલશે?"

"તેવી જ વસ્તુ જરૂરી છે પણ સૌથી પહેલાં મુરઘીનાં બચ્ચાંને કંઈક પીવા આપવું જોઈએ અને તારે તેને થોડીક થુલી અને સરસ રીતે કાપેલાં ઈંડાં ખવડાવવાં જોઈએ."



મેંગલીએ મુરઘીનાં બચ્ચાંને થોડું પાણી આપ્યું અને તેના માટે માળો અને કંઈક ખાવા માટે તૈયાર કરવા બેઠી. તે દરમિયાન શિરદાક બધી જ જરૂરી દવાઓ લઈ આવ્યો: નેતરનાં સાંઠા, 'મુમિયો' અને કોડ-લીવર ઓઈલ. તેઓએ મુરઘીનાં બચ્ચાંનાં તૂટેલાં પગને નેતરનાં સાંઠા વડે બાંધ્યો. પર્વતોની ચમત્કારિક રૂઝ લાવનારી રાળ—'મુમિયો'માં તેઓએ થોડું પાણી મેળવ્યું અને તે દર્દીને આપી. પછી તેમણે તેની ઘવાયેલી પાંખ ઉપર કોડ-લીવર ઓઈલ ઘસ્યું.

શિરદાક ત્રણ દિવસો સુધી દરરોજ સવારે મેંગલીનાં આંગણામાં દેખાયો અને ચોથા દિવસે તેણે કહ્યું:

"હવે તું પોતે જ જાણે છે કે આવા તાત્કાલિક સંજોગોમાં શું કરવું. મુરઘીનું બચ્ચું થોડાં જ વખતમાં સંપૂર્ણપણે સાજું થઈ જશે. આવજે, મેંગલી!"

"આભાર, શિરદાક! કૃપા કરીને મારા તરફથી આને સંભારણાં તરીકે સ્વીકારી લે."

તેણે ઠીંગણા માણસને રેશમનાં દોરાઓમાંથી પોતે જાતે બનાવેલ ખેસ આપ્યો.

શિરદાકે ખેસ કમરની ફરતે બાંધ્યો અને પાણીનાં પ્યાલામાં પોતાનું પ્રતિબિંબ જોયું. તેણે જે પણ જોયું તેનાથી ખૂબ ખુશ થયો. પછી કબૂતર આંગણામાં ઊતરી આવ્યું. શિરદાક તેની પીઠ ઉપર કૂદીને બેસી ગયો અને ઊડી ગયો.

ત્યારબાદ લાંબા સમય સુધી મેંગલી ત્યાંથી ઊડી જતાં બધાં જ કબૂતરો તરફ ઠીંગણા માણસની ઝલક જોવાની આશાએ ધ્યાનથી તાકતી.

મુરઘીનું બચ્ચું ખરેખર સારું થઈ ગયું. તે રંગબિરંગી પીંછાવાળી મુરઘી બની ગયું હતું.

મેંગલી પણ મોટી થઈ ગઈ હતી અને નિશાળે જવાનું શરૂ કર્યું હતું. દરરોજ સવારે મુરઘી તેને દેવડીથી મુખ્ય દરવાજા સુધી વળાવતી અને દરરોજ બપોરે તેનું દરવાજા પાસે સ્વાગત કરી તેની સાથે સાથે જ ઘરમાં જતી.

# કડવી દવા

દેંગલીને ઠંડી ચઢી અને માંદો પડયો. તેને વિચિત્ર ડહોળાયેલાં સ્વપ્નાં આવવાં લાગ્યાં. તેણે સ્વપ્ન જોયું કે તે સફેદ અરેબીયન ઘોડા ઉપર સમરકંદમાંથી સવારી થઈ રહ્યો હતો. અને બીજું એ કે તેણે ઉલુગ્બેકની ટેકરી ઉપર ચઢી જઈને ટેલીસ્કોપમાંથી ચાંદ તરફ જોયું. ચાંદ ઉપર તેના પિતા ટ્રેક્ટર વડે ખેતર જોતી રહ્યાં હતાં. પછી તેને શહેર તુલા વિષેનાં સ્વપ્નાં આવવાં લાગ્યાં. ચોક્કસ પણ શહેર પોતે નહિ પણ લડાયક શસ્ત્રોનાં સંગ્રહાલયનાં. તે સંગ્રહાલયમાં ભમતો હતો અને એક નિશાન પાસે આવી પહોંચ્યો: "કૃપા કરીને પ્રદર્શનમાં મૂકેલી વસ્તુઓને હાથ ન લગાડશો"; તેમ છતાં તેણે ચોરીચૂપકીથી એક બંદૂકનો ઘોડો દબાવ્યો. ધડાકો થયો... અને તે જ સમયે તે ચીસ પાડીને જાગી ગયો અને પથારીમાં બેસી ગયો. તેની મા તરત જ ઓરડામાં દોડી આવી અને તેને દવા લેવા ફોસલાવવા લાગી.

દેંગલીએ દવા અને પાણીનાં પ્યાલાને ધક્કો મારી દૂર કરતાં ઊંઘવાનો ઢોંગ કરતાં કહ્યું: "પણ તેનો સ્વાદ બહુ ખરાબ છે!" અને થોડી જ વારમાં તે સાચેસાચ ભર ઊંઘમાં હતો. ફરી એક વખત તેણે એ જ સ્વપ્ન જોવાનું શરૂ કર્યું.

આનાથી દેંગલીને જરાપણ આશ્ચર્ય ન થયું: માત્ર હાલમાં જ તેને બે બિલ્લા આપવામાં આવ્યા હતા—"સમરકંદ" અને "તુલામાં શસ્ત્ર સંગ્રહાલય." જ્યારે તેણે સમરકંદ અને પોતાને સફેદ ઘોડો ઉપર જોવાને બદલે અચાનક વિચિત્ર દેખાવવાળી ટોપીમાં ઠીંગણા માણસને જોયો ત્યારે તે કંઈક મૂંઝાઈ ગયો.

"તું શા માટે તારી માને માટે મુશ્કેલી ઊભી કરી રહ્યો છે? તું પોતે જાતે માંદો પડયો છે, હવે તારી દવા ગળી જા!" માણસે મોટેથી કહ્યું.

"પણ તું કોણ છે?" દેંગલીએ સાવધાનીથી પૂછયું.

"એટલે કે તેં મને ઓળખ્યો નથી?"

"કદાચ તું શિરદાક છે. માત્ર શિરદાક તો બહુ દયાળુ હોય એમ માનવામાં આવે છે અને તું તો બૂમો પાડી રહ્યો છે."

"હું દયાળુ છું. હું તને ઝડપથી સાજો કરવા ઇચ્છું છું. તારી મમ્મીને અંદર બોલાવ અને દવા લે. આવાં શૂરવીરતાભર્યાં કામ માટે હું તને કોઈ ભેટ આપવાનું વચન નથી આપી શકતો પણ હું તને વાર્તા કહીશ."

બીજો વિચાર સુદ્ધાં કર્યા વિના દેંગલીએ પોતાની માને બોલાવીને દવા પી લીધી. મા બત્તી બુઝાવીને ચૂપચાપ ઓરડામાંથી બહાર જતી રહી. તેને નવાઈ લાગી હતી કે દેંગલી અચાનક આટલો આજ્ઞાંકિત કેવી રીતે થઈ ગયો હતો. પણ દેંગલી પહેલાં જ ધીમેથી પોતાનાં નવા મિત્રને બોલાવી રહ્યો હતો.

"શિરદાક! મેં મારી દવા લઈ લીધી! તું ક્યાં છે?" તેણે ગુસપુસ કહ્યું.

ઓશીકાંનાં એક છેડા ઉપર બેસતાં શિરદાકે જવાબ આપ્યો: "હું અહીં છું. તેં તારી દવા પી લીધી સરસ, હવે સાંભળ." અને શિરદાકે વાર્તા શરૂ કરી.

# સારું અને ખરાબ

ઘણાં લાંબા વખત પહેલાં એક વખત એક ડોસો રહેતો હતો. તેની પાસે તેની ઘરડી પત્ની અને ઘરડાં ગધેડાં સિવાય પોતાને નામે બીજું કંઈ નહોતું. ડોસો રણ પ્રદેશમાંથી બળતણનાં લાકડાં એકઠાં કરી તેને બજારમાં વેચીને પોતાનું જીવન ગુજરાન ચલાવતો હતો.

એક વખત જ્યારે ડોસો રેતમાં ભમતો હતો ત્યારે તેણે આકાશ સુધી પહોંચેલા બે ચક્રવાત જોયાં, એક સફેદ અને એક કાળું.

વધારે સારી રીતે જોવા માટે તે નજીક ચાલ્યો ગયો. અને અચાનક સફેદ ચક્રવાત સફેદ સાપમાં પરિવર્તિત થઈ ગયું.

સાપ ડોસાની તરફ ઘસડાઈ આવ્યો અને માણસનાં અવાજમાં કહ્યું:

"ડોસા! હું જે પણ થવા ઇચ્છું તેમાં પરિવર્તિત થઈ શકું છું. હવે હું સોય બની જઈશ. અને તારે ઝડપથી મને તારા ખિસ્સામાં સંતાડી દેવો જોઈએ. કાળો સાપ મારો મુખ્ય દુશ્મન છે. જ્યારે તે તારી પાસેથી પસાર થઈ જાય ત્યારે તારા ખિસ્સામાંથી સોય ખેંચી કાઢજે. અને હું તને તારી ઇચ્છા પ્રમાણેની કોઈપણ વસ્તુ આપવાની ખાતરી આપું છું."

ડોસો શરણાર્થીને મદદ કરવા તૈયાર થઈ ગયો.

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, હું સોય બની જાઉં!" જેવાં સફેદ સાપે આ શબ્દો ઉચાર્યાં કે તરત જ તે સોય બની ગયો.

ડોસાએ ઝડપથી તેને ઉપાડીને પોતાના ખિસ્સામાં મૂકી દીધી.

થોડી જ વારમાં કાળું ચક્રવાત ગોળ ગોળ ફરતું ત્યાં આવ્યું અને કાળા સાપમાં પરિવર્તિત થઈ ગયું.

"એય, ડોસા, તેંને સફેદ સાપનું ઠામઠેકાણું જોયું છે?" તેણે પૂછ્યું.

ડોસાએ જવાબ આપ્યો, "ના."

કાળા સાપે હિસ્સ્... અવાજ કર્યો, "મને સાચું કહે, નહીં તો તને પસ્તાવો થશે!"

કાળા સાપથી છૂટવા માટે ડોસાએ પોતાનો હાથ હલાવતાં કહ્યું:

"મને ચોક્કસ ખબર નથી કે તે શું હતું પણ કંઈક સફેદ ચક્રવાત જેવું ઊડતું પેલી બાજુ ગયું હતું."

કાળો સાપ તરત જ પાછો ચક્રવાતમાં પલટાઈ ગયો અને સફેદ સાપની શોધમાં આમતેમ દોડતો જતો રહ્યો.

પછી ડોસાએ સોય બહાર ખેંચી કાઢીને કહ્યું:

"તારો દુશ્મન જતો રહ્યો છે!"

સોય ફરી એક વખત સાપ બની ગઈ.

"અરે, મારાં તારણહાર! મારી પાસેથી કોઈપણ વસ્તુ માંગ અને તે તારી થઈ જશે!"

"હું વધારે કંઈ નથી ઇચ્છતો. માત્ર એટલું જ ઇચ્છું છું કે બળતણનાં લાકડાં પોતાની મેળે જ ગધેડાની પીઠ ઉપર લદાઈ જાય અને ગધેડો મારી આગળ આગળ જરાપણ ઉશ્કેરાયા વિના ચાલે."

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, ડોસાની ઇચ્છા પરિપૂર્ણ હો!" સફેદ સાપે આદેશ આપ્યો.

આ પ્રમાણે ડોસાની ઇચ્છા પૂરી પડી. બળતણનાં લાકડાં આપમેળે જ ગધેડાની પીઠ ઉપર લદાઈ ગયાં અને ગધેડું પોતે જ પોતાની ખરીઓનાં આનંદી ક્લીપ-ક્લોપ સાથે ઘર તરફ ચાલ્યું. ચીકણી માટીનાં સાત પડોની બનેલી શહેરની દીવાલો પાસે તેઓને રાજાની દીકરી મળી. તે સફેદ ઊંટની પીઠ ઉપર સોનાનો ઢોળ ચઢાવેલ પાલખીમાં બેઠી હતી. પોતાના માલિકની સામે જરાપણ પજવણી કર્યા વિના ચાલતાં ગધેડા ઉપર નજર પડતાં રાજાની દીકરીએ પોતાનાં નોકરોને ઊંટને રોકવાનો આદેશ આપીને ડોસાને સંબોધીને કહ્યું:

"બધાં જ દેખાવ ઉપરથી લાગે છે કે આ બહુ કેળવાયેલું ગધેડું છું. ડોસા મને કહે કે તેને આવી રીતે ચાલવા માટે કોણે કેળવ્યો હતો?"

"પણ તું કોણ છે?" ડોસો પૂછ્યું.

"હું રાજાની દીકરી છું."

"જો એમ જ હોય તો પછી હું જવાબ આપવાની ના પાડું છું. જો મારો જવાબ તમારી પસંદનો નહીં હોય તો તમે મને ફાંસીએ ચઢાવવાનો આદેશ આપશો."

છોકરીએ વચન આપ્યું, "તું કોઈપણ જાતના ડર વિના બોલી શકે છે."

"તો પછી ભલે, જો તમારે જાણવું જ હોય તો, તે ભૂખ હતી જેણે તેને શીખવાડયું."

રાજાની દીકરી પોતાના રસ્તે આગળ વધી પણ જાસૂસોએ તરત જ રાજાને તેમણે જે જોયું હતું તેનો અહેવાલ આપ્યો:

"તમારી દીકરી બજારમાં બળતણનાં લાકડાં વેચનાર ડોસા જોડે વાતો કરતી હતી."

ક્રોધાવેશમાં રાજાએ આદેશ આપ્યો કે ડોસાને પકડીને તેની સામે લાવવામાં આવે.

તેઓ ગરીબને મહેલમાં ઘસડી લાવ્યાં અને રાજાએ અવિચારી આદેશ આપ્યો:

"આ પાપી હરામીને ફટકાની સજા આપો અને તેને શહેરમાંથી બહાર કાઢી મૂકો!"

રાજાના હજૂરિયાઓએ ડોસાને વીસ ચાબખાં માર્યાં, ચોકીદારોએ તેની પડું પડું થતી ઝૂંપડીને આગ લગાવી દીધી અને તેને તથા તેની પત્નીને શહેરમાંથી બહાર કાઢી મૂક્યાં.

તેથી જ્યારે અચાનક સફેદ સાપ તેમની સામે દેખાયો ત્યારે તેઓ રણમાં નિરુદ્દેશ્ય આમતેમ ભટકતાં હતાં.

"ડોસા, તારી ઉપર શું વિપદા આવી પડી?"

ડોસાએ જવાબ આપ્યો:

"સાવ નકામી વાતને કારણે અમારા રાજાએ મને ચાબખાની સજા આપી અને તેમનાં રાજ્યમાંથી બહાર કાઢી મૂક્યો. જો તું માત્ર મને ખૂણામાં ચાર મિનારોવાળો આરસપાણનો મહેલ બનાવી આપે તો કેવું. અને હા, દરેક મિનાર ઉપર કૂકડે-કૂક કરતો કૂકડો. ચીકણી માટીની ભઠ્ઠીઓ હું મહેલની દીવાલોની બહાર રાખવાનું પસંદ કરું છું."

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, ડોસાની ઇચ્છા પૂરી થાઓ!" સફેદ સાપે આદેશ આપ્યો.

પલક ઝપકતામાં રણમાં મહેલ ઊભો થઈ ગયો. ડોસો અને તેની પત્ની તેમાં ઠરીઠામ થઈ એશોઆરામનું જીવન જીવવાં લાગ્યાં.

એક દિવસ જ્યારે રાજા શિકાર માટે બહાર હતાં ત્યારે તેમણે આરસપાણનો મહેલ જોયો. પોતાનાં ઘોડાને ગોળ ગોળ ફેરવીને તેમણે પોતાનાં ચોકીદારોને બોલાવી આદેશ આપ્યો:

"કોઈકે મારી પરવાનગી માંગ્યા વિના મારી જમીન ઉપર મહેલ બાંધ્યો છે. જાઓ અને તે પાડી હરામખોરને પકડીને મારી સામે લઈ આવો. જો તે વિરોધ કરવાનો પ્રયત્ન કરે તો તેનું માથું મારી પાસે લઈ આવો!"

ત્રાસદાયક શોરબકોર અને ખણખણાટ સાથે રાજાને ચોકીદારો આરસપાણના મહેલ તરફ આગળ વધ્યાં. ગમે તેમ પણ બિલકુલ તે જ ક્ષણે સફેદ સાપ ડોસાની સામે દેખાયો અને પૂછ્યું:

"હું તેમની સાથે શું કરું?"

"તને જેમ યોગ્ય લાગે તેમ કર," ડોસાએ જવાબ આપ્યો.

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, આ સૈનિકોને રાજાના ઓરડાની સામેની તરફ પાછાં દોડાવી દો!"

સફેદ સાપે ઇચ્છયું હતું તે જ પ્રમાણે તરત જ બધું જ થયું.

ચોકીદારો રાજાના ઓરડાની સામેની તરફ ગબડતાં ગબડતાં પાછાં ગયાં. ચોકીદારોનો વડો પોતાના રાજાધિરાજના ચરણે પડયો:

"આવા દુશ્મનથી ભગવાન આપણું રક્ષણ કરે! ના, મારા રાજા, તમે પોતે જ તેની સાથે યુદ્ધ કરો. જુઓ અમારી શી દશા થઈ અને વળી અમે તેનો ચહેરો તો હજી જોયો પણ નથી!"

"તમે સાવ નકામાં માણસો!" ક્રોધમાં પોતાનાં પગ પછાડતાં રાજા એકદમ મોટેથી બોલી ઊઠયાં. ચોકીદારોમાં વડાને હડપથી ઉપર પ્રહાર આપ્યા પછી મુખ્ય વજીર સાથે ધુંઆપૂંઆ થતા રાજા આરસપાણના મહેલ તરફ ગયાં.

ડોસાએ તેમને નજીક આવતાં જોઈને સફેદ સાપને કહ્યું:

"રાજા પોતાના વજીર સાથે આવી રહ્યો છે!"

"હું તેમનું શું કરું?" સફેદ સાપે પૂછયું.

"તને જેમ ઠીક લાગે તેમ કર," ડોસાએ પહેલાંની જેમ જ જવાબ આપ્યો.

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, ડોસાની મંજૂરી સાથે રાજા ગધેડો બની જાય અને મૂખ્ય વજીર ગધેડાનું બચ્ચું! તેઓ ભોં ભોં ભોંકે અને આરસપાણના મહેલની ફરતે સાત વાર દોડે!"

રાજા અને મુખ્ય વજીર તરત જ ગધેડા અને ગધેડાનાં બચ્ચાંનાં રૂપમાં આવી ગયાં અને આરસપાણના મહેલની ફરતે ઘોઘરા અવાજે ભોં ભોં ભસતા ચાલવાં લાગ્યાં.

આમ બન્યું ત્યારે તે જ વખતે ડોસાની પત્ની બહાર ચીકણી માટીની ભઠ્ઠીમાં પાઉંરોટી શેકી રહી હતી. જ્યારે તેણે બે ગધેડાઓને પસાર થતાં જોયાં ત્યારે તેણે લાકડી વડી તેમને દૂર હાંકી મૂક્યાં. તે જાણતી નહોતી કે તે રાજા અને મુખ્ય વજીર હતાં. ગધેડાઓએ મહેલની ફરતે સાત પરિક્રમણો કર્યાં અને પોતાના મુકામે પાછા આવ્યાં.

"સફેદ સાપનાં નામમાં, કાળા સાપનાં નામમાં, ડોસાની મંજૂરી સાથે, તમે પહેલાં હતાં તેવાં જ બની જાઓ!" સફેદ સાપે આદેશ આપ્યો. અને આમ ગધેડો અને ગધેડાનું બચ્ચું ફરી એક વાર રાજા અને મુખ્ય વજીર બની ગયાં.

"ઓ માનનીય સફેદ સાપ, તેમને સૌથી વધુ સાદાઈ ભરેલું અસ્તિત્વ આપ અને હવેથી પૃથ્વી ઉપર તેઓ જેવી રીતે બીજાંઓ ઉપર ઇચ્છતાં હતાં તેવી રીતે પોતે ઘરબાર વિના તેઓ ભટકતાં રહે જેથી તેઓ પોતે સારાં અને ખરાબનો જાતે જ અનુભવ કરી શકે!"

બીજા દિવસે દૅંગલી કર્તવ્યતત્પરતાથી પોતાની દવા પી ગયો. તે રાત્રે શિરદાક બીજી વાર તેની પાસે આવ્યો અને તેને બીજી એક વાર્તા કહી.

# એક આંખવાળું રેવન પક્ષી

એક વખત કોઈક ગોવાળિયો રહેતો હતો. તેની પાસે પત્ની, પડું પડું થતી ઝૂંપડી અને ગાય હતાં. ગોવાળિયાની પત્ની ગાય દોહતી હતી. ગોવાળિયો દહીં સાથે પનીર બનાવતો હતો અને છાપરા ઉપર સૂકાવા માટે તેને મૂકતો. ગોવાળિયાએ ધ્યાનમાં લેવાનું શરૂ કર્યું કે થોડું પનીર ગાયબ થઈ જતું હતું. તેણે તથા તેની પત્નીએ ચોરને પકડવા જાળ ગોઠવવાનું નક્કી કર્યું. સારો એવો લાંબો સમય રાહ જોયા પછી તેઓએ છાપરા ઉપર ઊતરતાં એક આંખવાળા રેવનને જોયો. તેણે પનીરમાં ચાંચ મારવાનું શરૂ કર્યું.

ગોવાળિયાએ રેવનને પકડી લીધો અને તે તેની ગરદન મરોડવા જતો હતો જ રેવને આજીજી કરી:

"મને મારી ના નાખો. હું તમને સારો બદલો આપવાનું વચન આપું છું. આવતીકાલે મારા ઘેર આવો; કોઈને પણ પૂછશો તો તે મારા ઘરનો રસ્તો બતાવશે."

ગોવાળિયાએ અને તેની પત્નીએ રેવનના શબ્દોમાં વિશ્વાસ કરી લીધો અને તેને જવા દીધો.

બીજા દિવસે ગોવાળિયો પોતાનાં ધણને ગામમાં હાંકી ગયો અને એક આંખવાળા રેવનના ઘરની શોધમાં નીકળી પડયો.

તે થોડો સમય ચાલતો રહ્યો. અને છેવટે ચરતાં ઘેટાંના ધણ પાસે આવી પહોંચ્યો.

"આ કોનાં ઘેટાં છે?"

"તેઓ એક આંખવાળા રેવનની માલિકીનાં છે!" ભરવાડોએ જવાબ આપ્યો.

"અને તે ક્યાં રહે છે?"

"જ્યાં સુધી કેટલાંક ભરવાડો મળે ત્યાં સુધી આ રસ્તે આગળ વધો, તેઓ તમને આગળ રસ્તો બતાવશે."

ગોવાળિયો તે રસ્તે આગળ વધ્યો. થોડી જ વારમાં તે ઘોડાંનાં ધણ પાસે આવી પહોંચ્યો. તેણે ભરવાડોને પૂછ્યું:

"આ ઘોડા કોનાં છે?"

"એક આંખવાળા રેવનના!"

"અને તે ક્યાં રહે છે?"

"જ્યાં સુધી ઊંટોનું ધણ મળે ત્યાં સુધી આ રસ્તે આગળ વધો, તેમને આગળ રસ્તા માટે પૂછજો."

ગોવાળિયો તેને કહેવામાં આવ્યા પ્રમાણે ચાલ્યો. થોડી જ વારમાં તેણે ઊંટોનું ધણ જોયું.

"આ ઊંટો કોનાં છે?"

"એક આંખવાળા રેવનના!" ભરવાડોએ જવાબ આપ્યો.

"અને હું તેનું ઘર કેવી રીતે શોધી શકીશ?"

ઊંટોનાં ભરવાડોએ તેને દિશા બતાવી અને છેવટે ગોવાળિયો એક આંખવાળા રેવનના ઘર તરફ ગયો. બધાં જ ધણોનાં અને ટોળાંઓનાં માલિકે તેનું હાર્દિક સ્વાગત કર્યું. તેને ખૂબ ખૂબ આગ્રહ કરી કલ્પી ન શકાય તેવી બધાં જ પ્રકારની વાનગીઓ ખવડાવી. ત્યારબાદ તેઓ બેઠા. તેમણે અને નિખાલસપણે લાંબી વાતચીતની મજા માણી.

છૂટાં પડતાં, એક આંખવાળા રેવને ગોવાળિયાને મેજપોશ ભેટ આપ્યો.

"માત્ર કહેજે: 'ખુલી જા મેજપોશ, ખુલી જા! ખાવાનાંથી લદાઈ જા!' અને મેજપોશ ઉપર તારું દિલ ચાહે તેવી કોઈપણ વસ્તુ દેખાશે. જ્યારે તું પેટ ભરીને ખાઈ લે ત્યારે કહે છે: 'વળી જા મેજપોશ, વળી જા!'"

ઘેર પાછા ફરતાં ગોવાળિયાએ તેની પત્નીને કહ્યું:

"હાથ ધો અને ચાલ જમવા બેસી જા!"

"પણ હમણાં જ આપણે શું ખાવાનાં છીએ? મેં તો કશું જ તૈયાર નથી કર્યું," તેની પત્નીએ જવાબ આપ્યો.

ગોવાળિયાએ હાથ ધોયાં અને ગાલીચા ઉપર બેસી જઈને પોતાની સાથે મેજપોશ મૂકતાં કહ્યું:

"ખુલી જા, મેજપોશ, ખુલી જા! ખાવાનાંથી લદાઈ જા!"

મેજપોશ ખુલી ગયો અને આશ્ચર્યકારક ચમત્કાર, તેની ઉપર બધાં જ પ્રકારની વાનીઓ ફેલાયેલી હતી!"

તેઓએ પોતાનું પેટ ભરીને ખાવાનું પૂરું કર્યું. ત્યારબાદ ગોવાળિયાએ કહ્યું:

"વળી જા, મેજપોશ, વળી જા!"

અને મેજપોશ પાછો વળી ગયો.

"હું વિચારું છું આવતીકાલે હું રાજા અને તેનાં બધાં જ દરબારીઓને સાંજના જમણ માટે આમંત્રણ આપીશ!" ગોવાળિયાએ કહ્યું.

તેની પત્નીએ વિનંતી કરી, "આ વિચાર ભૂલી જા. તેઓ આપણું જાદુ લઈ જશે."

ગોવાળિયાએ દુરાગ્રહમાં કહ્યું, "મેં વિચાર કરી લીધો છે અને તે આખિરી છે! ગમે તેમ હું એકલો જ એવો છું જેની પાસે જાદુઈ મેજપોશ છે!"

આમ તેણે રાજા અને તેના ઉમરાવોને ભવ્ય ઉજાણી માટે આમંત્ર્યા. જ્યારે તેઓએ બધાં

એ આવી પહોંચીને પોતપોતાની જગ્યા લીધી ત્યારે ગોવાળિયાએ પોતાનો મેજપોશ ગાલીચા ઉપર મૂક્યો અને આદેશ આપ્યો: "ખુલી જા, મેજપોશ, ખુલી જા! ખાવાનાંથી લદાઈ જા!"

આંખનાં પલકારામાં કોઈપણ સ્વાદેન્દ્રિયને માફક આવે તેવી અદ્‌ભુત વાનગીઓ રાજા અને તેના દરબારીઓ સામે ફેલાયેલી હતી.

મહેમાનોએ મિજબાનીનો આનંદ માણ્યો અને રજા લીધી. પણ જ્યારે રાજા પોતાનાં મહેલમાં પાછો ફર્યો ત્યારે તેણે પોતાનાં બે ચોકીદારોને કહ્યું:

"જાઓ અને પેલાં હરામી ગોવાળિયા પાસેથી જાદુઈ મેજપોશ ઝૂંટવી લાવો અને જો તે લડવાનો પ્રયત્ન કરે તો તેનું માથું કાપી નાંખો!"

ચોકીદારો ગોવાળિયાની ઝૂંપડી તરફ ગયા અને જાદુઈ મેજપોશ ઝૂંટવી લીધો.

ગોવાળિયા પાસે લથડાતી ચાલે એક આંખવાળા રેવન પાસે જવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. જ્યારે તે તેના ઘેર પહોંચ્યો ત્યારે તેણે ફરિયાદ કરવાની શરૂ કરી:

"અમારાં રાજાએ તારો મેજપોશ લઈ લીધો."

તેથી રેવને ગોવાળિયાને ગધેડું આપ્યું, તેને સૂચના આપી:

"હુકમ આપજે: 'ગી-હો!' અને તે લીંડીની જગ્યાએ જમીન ઉપર સોનું વેરશે."

ગોવાળિયો ગધેડા ઉપર ચઢી ગયો અને ઘર તરફ આગળ વધ્યો. પણ રસ્તો રાજાના મહેલ તરફથી જતો હતો.

"મુશ્કેલી આમંત્રવાનો કોઈ ફાયદો નથી!" ગોવાળિયાએ મનમાં વિચાર્યું અને પોતાની એડીઓ વડે પ્રાણીને ગોદો મારીને બૂમ પાડી, "ગી-હો! ગી-હો!" આ બૂમ રૂઢિગત રીતે ગધેડાઓને ઉશ્કેરવા માટે કરવામાં આવતી હતી.

આના પ્રત્યુત્તરમાં, ગધેડાએ જમીન ઉપર સોનું વેરવાનું શરૂ કર્યું. રાજા આ ચમત્કારનો સાક્ષી બન્યો. તેણે ગોવાળિયા પાસેથી એક આંખવાળા રેવનની આ ભેટ પણ લઈ લીધી.

બીજા દિવસે ગરીબ કંગાળ ફરી એક વખત લથડાતી ચાલે પોતાના નસીબને માટે વિલાપ કરતો અને શોક કરતો રેવનને મળવા ગયો.

"કોણે તને દુભાવ્યો છે?" એક આંખવાળા રેવને પૂછ્યું.

"અમારા રાજાએ ગધેડું લઈ લીધું."

રેવનનાં ભવાં ચઢી ગયાં પણ ગોવાળિયાને ત્રીજી ભેટ આપી—ચીતરેલી પેટી અને તેને સૂચના આપી:

"તારે માત્ર એટલું જ કહેવાની જરૂર છે: 'ખુલી જા પેટી, ખુલી જા! બહાર આવ હથોડી સાથે, બહાર આવ!' અને લાકડાની હથોડી સાથે માણસ પેટીમાંથી બહાર કૂદી આવશે અને આસપાસ જે કોઈપણ આવશે તેને મોતને ઘાટ ઉતારશે. જ્યારે તું નક્કી કરે કે તેં પૂરતી રમત રમી લીધી છે ત્યારે માત્ર એટલું કહેજે: 'આરામ કર, હથોડી સાથે, આરામ કર!' અને માણસ પાછો પેટીમાં કૂદી જશે."

ગોવાળિયો પોતાના હાથમાં પેટી લઈને ઘર તરફ આગળ વધ્યો. પણ થોડી જ વારમાં તેનાં મનમાં શંકા ઉદ્ભવી:

"લાકડાની હથોડી કરતાં પણ ઘણી નાની આટલી પેટીમાં વાસ્તવમાં માણસ કેવી રીતે સમાઈ શકતો હતો?"

તેણે તેની ચકાસણી કરવાનો નિર્ણય કર્યો.

તેણે પેટી ટેકરી ઉપર નીચે મૂકી અને પછી પોતાને ખાઈમાં છૂપાવીને બૂમ પાડી:

"ખુલી જા, પેટી, ખુલી જા! બહાર આવ, હથોડી સાથે, બહાર આવ!"

પેટીમાંથી હથોડી સાથે એક માણસ ઊછળી આવ્યો. ખાઈમાં ગોવાળિયા સિવાય બીજાં કોઈને ન જોતાં તે તેની તરફ જ મારવા ગયો.

"આરામ કર, હથોડી સાથે, આરામ કર! બંધ થઈ જા, પેટી બંધ થઈ જા!" ગોવાળિયો બરાડી ઊઠયો.

હથોડી સાથેનો માણસ પાછો પેટીમાં સરકી ગયો અને ગોવાળિયો તેને ઉપાડીને રાજાના આંગણ તરફ કૂચ કરતો ગયો. પેટીને સહેજે નજરે પડે એવી જગ્યાએ મૂક્યા પછી તે પોતે નજીકમાં સંતાઈ ગયો. સંતાયેલી જગ્યાએથી જ તેણે બૂમ પાડી:

"ખુલી જા, પેટી, ખુલી જા! બહાર આવ, હાથોડી સાથે, બહાર આવ!"

હથોડી સાથે માણસ પેટીમાંથી બહાર કૂદ્યો અને રાજા, તેના મુખ્ય વજીર તથા દરબારીઓને ફટકા મારવા લાગ્યો. તે એટલો તો આવેશમાં આવી ગયો હતો કે જ્યારે તેણે તેમને બધાંને પૂરાં કર્યાં ત્યારે તેણે સાથે સાથે આખા મહેલના પણ કચ્ચર ઘાણ કરી નાંખ્યો.

માત્ર ત્યારબાદ જ ગોવાળિયાએ તેની તરફ બૂમ પાડી: "આરામ કર, હથોડી સાથે, આરામ કર! બંધ થઈ જા, પેટી, બંધ થઈ જા!"

પેટી પછી બંધ થઈ ગઈ. ગોવાળિયાએ પોતાનો મેજપોશ શોધ્યો અને પોતાનું ગધેડું લીધું. જ્યારે તે ઘેર પાછો ફર્યો ત્યારે તેણે બહુ ભવ્ય ઉજાણી કરી. જેમાં તેણે આખી દુનિયાંનાં બધાં જ લોકોને આમંત્ર્યાં.

તે દિવસ પછી તે ખુશીથી રહ્યો. હંમેશાં તેણે જરૂરિયાતમંદ લોકોની મદદ કરી અને ભૂખ્યાંનાં પેટ ભર્યાં.

અને જ્યારે તે મૃત્યુ પામ્યો ત્યારે પાછળ બહુ સારી છાપ છોડી ગયો.

ત્રીજા દિવસે દેંગલી એકદમ સાજો થઈ ગયો હતો. પણ શિરદાક ફરી એક વખત તેને મળવા આવ્યો અને તેને આંનદદાયક વાર્તા કહી.

# કેલેવ

ઘણાં ઘણાં વર્ષો પહેલાં એક સમયે કેલેવ નામનો માણસ રહેતો હતો. એક દિવસ તેની પત્નીએ એમ કહેતાં તેને થોડાં પૈસાં આપ્યાં.

"બજારમાં જા અને માખણ ખરીદી લાવ."

માખણ મૂકવા માટે પોલાણવાળું તૂમડું લઈને કેલેવ ગધેડા ઉપર ચઢી બજાર તરફ ઊપડયો.

જ્યારે ઘેર પાછો ફરી રહ્યો હતો ત્યારે કેલેવે રોકાઈને આરામ કરવાનો નિશ્ચય કર્યો.

તે ગધેડા ઉપરથી નીચે ઊતરી આવ્યો. માખણથી ભરેલી તૂમડું જમીન ઉપર મૂક્યું અને ગધેડાને બાંધવા માટે જગ્યા શોધવા લાગ્યો. પણ તે જગ્યા નિરુપયોગી અને સપાટ હતી. ક્યાંય ઘાસની નાની પટ્ટી પણ નજરે નહોતી પડતી. પછી તેની નજર તૂમડા ઉપર પડી અને તેણે તેની ગરદનના વળાંક ઉપર ગધેડાને બાંધવાનો નિશ્ચય કર્યો.

"કેવો હોશિયાર માણસ છું હું!" કેલેવે મનમાં વિચાર્યું અને પોતે જમીન ઉપર આડો પડયો.

થોડી જ વારમાં નિશ્ચલ ઊભાં ઊભાં ગધેડું કંટાળી ગયું; તેણે પોતાની ગરદન લાંબી કરીને ભોંકવાનું શરૂ કર્યું અને પછી પાછળ પાછળ તૂમડાને ઘસડતાં ધીમી ચાલે ચાલવાનું શરૂ કર્યું. કેલેવ કૂદ્યો અને તેનો પીછો કરવા નીકળી પડયો. ઘણી વખત તે પ્રાણીને પકડવામાં જ હોતો કે ગધેડું પોતાની ફાળો વધારે ઝડપી કરતું. છેવટે પૂર ઝડપે તે ઊડવા લાગ્યું ત્યાં સુધી તે પોતાની ઝડપ વધારતું ગયું.

તૂમડું જ્યાં સુધી નાનાં નાનાં ટુકડાઓમાં વિખરાઈ ગયું ત્યાં સુધી એક પછી એક ટેકરી સાથે અથડાતું ગયું. અને ગધેડું નજરોથી ઓઝલ થઈ ગયું.

કેલેવ માટે ગધેડાની શોધમાં જવા સિવાય બીજું કંઈ કરવા લાયક નહોતું. રસ્તામાં તેને એક માણસ મળ્યો.

"તમે મારું ગધેડું જોયું?"

કેલેવ --સરળ મગજનો માણસ હતો--તેવી અટકળ કરીને માણસે થોડોક મજાક કરવાનો નિશ્ચય કર્યો.

"મેં જોયું છે."

"ક્યાં?"

"તે મહેલમાં છે; તેને ન્યાયાધીશ તરીકેની ફરજ બજાવવા માટે બોલાવવામાં આવ્યું છે."

બીજો વિચાર કર્યા વિના, કેલેવ ન્યાયાધીશના ઘર તરફ દોડયો. તે તેને બહાર ગલીમાં ઘસડી લાવ્યો અને બૂમો પાડવાનું શરૂ કર્યું:

"ભલે હવે, ચાલ આપણે આગળ જઈએ!"

લોકોએ ખળભળાટ સાંભળ્યો અને થોડી જ વારમાં પ્રેક્ષકોનું ટોળું કેલેવ અને ન્યાયાધીશની ફરતે વીંટલાઈ વળ્યું.

"કેલેવ, તું એને ક્યાં ઘસડીને લઈ જઈ રહ્યો છે?"

"ઘેર. તે મારો ગધેડો છે! મેં તેને માખણના તૂમડા સાથે બાંધ્યો હતો અને તે ભાગી ગયો હતો. તૂમડાંનાં ટુકડે ટુકડાં થઈ ગયાં, બધું જ માખણ ઢોળાઈ ગયું. અને હવે હું મારાં ગધેડાને લીધા વિના પાછો જાઉં એમ માનો છો?" કેલેવે પોતાની વાર્તા ટોળા સમક્ષ કહી. પછી ફરીથી એક વખત ન્યાયાધીશની તરફ બૂમ પાડી કહ્યું: "ભલે, ચાલ હવે આગળ વધ!"

ન્યાયાધીશ મૂંઝવણમાં પડી ગયો હતો કે હવે શું કરવું: લોકો હસી રહ્યાં હતાં અને કેલેવ હજી પણ તેની ઉપર દબાણ કરી રહ્યો હતો.

"સૌથી ડહાપણ ભરેલી વસ્તુ તેને પૈસા ચૂકવવી તે જ હતી," ન્યાયાધીશે મનમાં વિચાર્યું અને તેને ગધેડા, તૂમડાં તથાં માખણનાં બદલામાં તેટલાં પૈસા આપ્યા.

કેલેવ પૈસા લઈને ઘેર જતો રહ્યો. પણ ન્યાયાધીશનો એક નોકર લોભી થયો:

"કેવી રીતે પેલો બેવકૂફ માણસ પેલાં પૈસા લઈને જતો રહે? તે પાછા મેળવવા માટે જરૂર કોઈ રસ્તો હોવો જોઈએ."

તે કેલેવથી આગળ દોડી ગયો અને બે તડબૂચ લઈને રસ્તા ઉપર બેસી ગયો. જ્યારે તેણે કેલેવને નજીક આવતો જોયો ત્યારે તેણે તેમાંનાં એક તડબૂચને કાપીને ખાવાનું શરૂ કર્યું. હવે એવું બન્યું કેલેવ ખૂબ જ તરસ્યો હતો. ન્યાયાધીશના નોકરે ટુકડો કાપ્યો અને તેને આપ્યો.

"ખરેખર બહુ સ્વાદિષ્ટ છે!" કેલેવે કહ્યું.

"પણ આ તડબૂચ હજી વધારે સ્વાદિષ્ટ છે, અને તે થોડી જ વારમાં વછેરું ધારણ કરશે." છેતરનારે કહ્યું.

"તારા તડબૂચની કિંમત કેટલી છે?" કેલેવે પૂછ્યું.

"તેની કિંમત બિલકુલ એક ગધેડા જેટલી જ છે."

"કેવો મોટો સોદો, હું મારી તરસને છિપાવી લઈશ અને ગધેડાની જગ્યાએ ઘોડો મળશે," કેલેવે વિચાર્યું.

કેલેવે તડબૂચનાં પૈસા ચૂકવ્યાં અને ન્યાયાધીશના નોકરે કહ્યું: "જ્યાં સુધી તું ઘેર ન પહોંચે ત્યાં સુધી તડબૂચ કાપતો નહીં, નહીં તો વછેરું ભાગી જશે."

કેલેવ પાણીથી ભરેલા જગની જેમ તડબૂચને ઉપાડીને ચાલતો હતો. તેણે ઠોકર ખાધી. તડબૂચ તેના હાથમાંથી છૂટી ગયું અને જેવું જમીન ઉપર પડયું કે ફાટી ગયું.

એવું બન્યું કે સસલું તે જ જગ્યાએ ઊંઘતું હતું. મોટાં અવાજથી ભડકેલું તે છલાંગ મારી દોડી ગયું.

"પેલું મારું વછેરું ભાગી ગયું," જ્યારે કેલેવે ખળભળાટ સાંભળ્યો ત્યારે તેણે વિચાર્યું.

તેણે થાકેલો નિસાસો નાંખ્યો અને લથડાતી ચાલે ઘેર ગયો.

જ્યારે તેની પત્નીએ તેને જોયો ત્યારે પૂછ્યું:

"પણ માખણ ક્યાં છે?"

ક્રોધાવેશમાં કેલેવે જવાબ આપ્યો:

"મૂરખ સ્ત્રી, મેં હમણાં જ વછેરું ગુમાવ્યું અને તું માત્ર માખણ વિષે જ વિચારી શકે છે!"

કેલેવે તેને આખા કમનસીબ બનાવ વિષે કહ્યું. તેની પત્નીએ કહ્યું:

"કેવો બેવકૂફ માણસ છે મારો પતિ!"

# નાનું રૂપાળું હરણું

શિરદાક વિષેની હમણાં જ તમે જે વાર્તાઓ વાંચી તે પહેલાં સમાચાર પત્રોમાં છપાઈ ચૂકી હતી. એક વખત એક અપરિચિત વ્યક્તિ મને મળવા આવી.

પોતાનો પરિચય આપતાં કહ્યું, "હું તમારાં વાચકોમાંનો એક છું. હું તમને શિરદાક સાથેનાં મારાં અચાનક ભેટા વિષે કહેવા ઇચ્છું છું."

મેં કહ્યું, "જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી શિરદાક માત્ર બાળકો સામે જ પોતાને ઉઘાડો પાડે છે."

માણસે સ્મિત સાથે જવાબ આપ્યો, "મારા બાળપણમાં જે કંઈ બની ગયું હતું તેના વિષે જ તમને કંઈ કહેવા હું આવ્યો છું."

મેં તેમને ગાલીચા ઉપર બેસવા આમંત્ર્યા અને તેમના માટે લીલી ચા લાવ્યો.

તેમણે મને કહેલી વાર્તા સાચી નીકળી અને તેથી મેં તે લખી અને મારાં આ પુસ્તકમાં સમાવિષ્ટ કરી.

મારી નવી ઓળખીતી વ્યક્તિએ વાર્તા શરૂ કરી, "મારું નામ મેઇલીસ છે. મારા પિતા શિકારી હતાં. એક વખત પોતાનાં કોથળામાં તેઓ નાનાં બચ્ચાં જેવું પ્રાણી ઘેર લાવ્યાં. તે નાનું રૂપાળું હરણું હતું. પિતાએ તેને વિશાળ મેદાનમાં એકલું અટૂલું જોયું. એમ લાગે છે કે તેની મા ઉપર કોઈ દુર્ભાગ્ય આવી પડયું હતું. સદ્‌નસીબે અમારી બકરીએ હમણાં જ બચ્ચાં જણ્યાં હતાં. અમે નાનાં રૂપાળાં હરણાંને તેની પાસે દૂધ પીવડાવવા લાવ્યાં. સૌથી પહેલાં તો બકરીએ તેને ભગાડી દીધું. પણ પછી એમ લાગે છે કે તેણે તેની ઉપર દયા ખાધી અને તેણે તેને દૂધ પીવડાવવાનું અને તેની સંભાળ લેવાનું શરૂ કર્યું. હવે તેનાં ત્રણને બદલે ચાર બચ્ચાં હતાં. અમે બધાં નાનાં રૂપાળાં હરણાંને ચાહતાં હતાં અને બદલામાં તે પણ અમારી સાથે પ્રેમાળ હતું. ઉનાળો વીતી ગયો અને પછી પાનખર અને શિયાળો પણ. વસંત ઋતુમાં એક સવારે હરણું વિશાળ મેદાનમાં દોડી ગયું અને પાછું ન ફર્યું. બકરીએ દર્દનાક

બેં બેં કરી અને હું પણ રડયો. મને અડધી રાત્રે જાગી જવાનું યાદ છે. એમ વિચારીને કે મેં અવાજને એમ કહેતો સાંભળ્યો: 'દુ:ખી ન થા! તારું હરાણું પાછું આવશે. હું પોતે તેને પાછું લાવીશ!' અને સાચે જ ત્રીજા દિવસે હરાણું પાછું ઘેર આવ્યું હતું. 'હું નવાઈ પામ્યો કે અડધી રાત્રે મારી સાથે વાત કરનાર તે કોણ હતું' મેં મનમાં જ વિચાર્યું અને એ નિર્ણય ઉપર આવ્યો કે તે ચોક્કસ એક પ્રકારનાં જાદુગર જેવું કંઈક હોવું જોઈએ.

પણ સ્વતંત્રતાની મઝા માણ્યા પછી, અમારું હરાણું પહેલાં જેવું જ હરાણું નહોતું રહ્યું. જ્યારે હું તેને બાથમાં લેવાનો પ્રયત્ન કરતો ત્યારે તે શરમાઈને દૂર જતું રહેતું.

'બીજી વખત પાછું નહીં આવે,' મારા પિતાએ કહ્યું અને તેમણે હરાણાંને દોરડે બાંધી દીધું.

સમય વીતી ગયો. એક દિવસ કેટલાંક મહેમાનો અમારી સાથે રહેવા આવ્યાં.

'આવતીકાલે હું તમને હરણાના માંસની ઉજાણી કરાવીશ!' મારા પિતાએ પોતાના મિત્રને કહ્યું. તે રાત્રે હું લાંબો વખત જાગતો પડયો રહ્યો. અચાનક ચાંદનીમાં મેં વિલક્ષણ ટોળીમાં ઠીંગણા માણસને જોયો.

તેણે કહ્યું, 'મારું નામ શિરદાક છે. તું અહીં શા માટે પડયો રહ્યો છે? તું નથી જાણતો કે આવતીકાલે તારા મિત્ર હરણાંનાં ભાગ્યમાં શું થવાનું લખાયું છે? તું એમ વિચારે છે કે હું વિશાળ મેદાનમાંથી તેને તારા માટે એટલા માટે પાછો લાવ્યો હતો?'

હું કૂદ્યો અને ઠીંગણા માણસને સારી રીતે જોવાનો પ્રયત્ન કર્યો. પણ તે અદૃશ્ય થઈ ગયો હતો. પછી હું ચૂપકીદીથી ઘરની બહાર સરકી ઢોરોનાં વાડા તરફ ગયો, હરણાંની ફરતેનું દોરડું ખોલ્યું. મેં જુદાં પડતાં તેને કાનની પાછળથી ખેંચ્યું અને તેને બાથમાં ભીડયું. હું તેના દિલનાં જોરદાર ધબકારાં સાંભળી શકતો હતો.

હું હજી પણ યાદ કરી શકું છું કે તે કેવી રીતે વિશાળ મેદાનમાં દોડી ગયું હતું. દિવસ ઊગી રહ્યો હતો. ધુમ્મસમાં તેની ઝડપથી પડતી ખરીઓમાંથી ધૂળ ઊઠી રહી હતી. હું ઉદાસીનતા અને આનંદ બંનેથી સભર હતો."

મેઇલીસે મને શિરદાક વિષે આ પ્રમાણે કહ્યું હતું મારા પુસ્તકમાં તેની વાર્તાને સમાવિષ્ટ કરતાં હું બીજાં વાચકો કે જેમણે કદાચ શિરદાકને જોયો હોય કે કદાચ કદી કોઈ ઠીંગણા માણસો સાથે મિત્રતા કરી હોય તેમના તરફથી સાંભળવાની આશા રાખું છું.



